# શ્રીગોકુલેશ પાઠશાળા

## શ્રીપવિત્રા એકાદશી વ્રત

વર્ષ ૪ અંક ૫ શ્રાવણ સુદ ૧૧, ૨૦૬૬



અનુક્રમણિકા



### राग कान्हरो

जाचो श्रीगोकुलनाथ गुसाँई ।।

मन कर्म वचन मेरे श्रीवल्लभ ओर न दुजो साँई ।। १ ।।

छांड़ो अष्टसिद्धि अरु नवनिधि अरु दाता पूरनताई ।।

श्रीवल्लभजूके पद प्रतापतें सकल संपदा पाई ।। २ ।।

और जाचों तो जननी लाजे हे, करों जु मनकी भाई ।।

विष्णुदास प्रभु श्रीपुरुषोत्तम तन त्रय ताप बुझाई ।। ३ ।।





સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,

જૈ જૈ શ્રીગોકુલેશ,

શ્રીગોકુલેશ પાઠશાળા આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજને શ્રીપવિત્રા એકાદશી એવં શ્રીપવિત્રા દ્વાદશીની અનેકાનેક વધાઇ પાઠવે છે. આજના શુભ દિવસે શ્રીગોવર્ધનધર સાક્ષાત્ પ્રકટ થઇને મધ્ય રાત્રીએ શ્રીમહાપ્રભુજીને દૈવીજીવોના ઉદ્ધારાર્થ બ્રહ્મસંબંધ કરાવવાની આજ્ઞા દીધી હતી. તે આપણે સૌ જાણીએ છીએ. અને આ આજ્ઞા જ્યારે શ્રીમહાપ્રભુજીને થઇ ત્યારે આપશ્રીએ સાક્ષાત્ પ્રગટ શ્રીપ્રભુને સૂતરમાંથી બનાવેલ પવિત્રુ સિદ્ધ કરી અને શ્રીપ્રભુને ધરાવ્યું હતું અને મિસરી અરોગાવી હતી.

**राग सारंग :- पवित्रा पहेरे श्रीगोकुलभूप; श्रावन सुक्ल द्वादसी सुभ दिन, मङ्गलको निज रूप. १ आनन चारु रसिक वर सुंदर, परमानंद स्वरूप; वृन्दावनको चंद श्रीवल्लभ, छिनु छिनु भाव (रूप) अनूप. २**

**राग सारंग :- गादी बैठे भावत मनकूं; अति प्रसन्न व्है पहेरे पवित्रा, आप देत भक्तन कूं. १ नाताभांति सबन पहेरावत, सोभा होत सबनकूं; आरती सुख देत श्रीवल्लभ, वृन्दावन सब जनकूं. २**

**राग सारंग :- वल्लभ तन पवित्रा नीके; सोभित कंठ सुभग उर ऊपर, मन हरे सब जुवतिनके. १ सोभा सकल त्रिभुवनकी निरखत, अङ्ग अङ्ग प्रानपति के; वृन्दावनको चंद श्रीवल्लभ, जीवन भक्तनही के. २**

સાથેજ બીજો દિવસ એટલે કે પવિત્રા દ્વાદશી, શ્રીગુરુ-પદ-વન્દન પર્વ. જ્યારે શ્રીપ્રભુએ મધ્યરાત્રીએ બ્રહ્મસંબંધની આજ્ઞા શ્રીમહાપ્રભુજીનએ કરી તેના બીજા દિવસે સવારે શ્રીમહાપ્રભુજીએ આપશ્રીની ખવાસીમાં રહેલ દામોદરદાસ હરસાનીજી (દમલા) ને શ્રીમહાપ્રભુજીએ પ્રથમ બ્રહ્મસંબંધ કરાવ્યો અને માર્ગમાં પ્રવેશ દીધો. આ પ્રસંગ જીવો માટે ઉત્કૃષ્ટ છે, કારણકે જ્યારે શ્રીમહાપ્રભુજીની કા'નીથી શ્રીગુરુદેવ આપણને માર્ગીય દીક્ષા પ્રદાન કરે છે, ત્યારે આપણો નવો જન્મ થાય છે. અને તેથી આપણે પોતાના નવીન જન્મદાતાના ઋણી બનીએ છીએ. તે ઋણ ક્યારેય અદા થાય એવું નથી, છતાં પોતાના એક સેવક ભાવને વ્યક્ત કરતાં આપણે આ પવિત્રા દ્વાદશીના દિવસે આપણે ગમે-ત્યાં હોઇએ, પણ આ એક દિવસ તો પોતાના શ્રીગુરુદેવ-ગુરુદ્વાર પ્રતિનિધિ સન્મુખ જઇને આપશ્રીને પવિત્રુ અર્પણ-ધરાવીએ અને પોતાનો સેવક-ભાવ વ્યક્ત કરીએ. આપણે તો જીવ હોવાથી શ્રીપ્રભુ અને શ્રીગુરુદેવને શું આપી શકીએ ? કેવળ નમન કરવા માત્રજ આપણે અધિકારી છીએ. તેથી આજના શુભ દિવસે આપણે આપણા શ્રીગુરુદેવની પાસે જઇને પોતાનું કર્તવ્ય વ્યક્ત કરીએ.

**राग सारंग :- श्रावन सुक्ल पक्ष द्वादशी पहिरे पवित्रा वल्लभलाल; दरशन सुख अनुभवी जाने सखि सुंदर सोभित नयन विशाल. १ कर्ण कुंडल राजत काननिको, केसर तिलक भृकुटी बीच भाल; बीरा पासे बहु सुगंधके आरोत श्रीगोकुलपाल. २ अति आरक्त अदररस रञ्जित परम मनोहर सहज रसाल; कंठ पवित्रा वरन वरन बहु, हेम रजतके अरू फूलमाल. ३ धोती उपरेना कसुंबी रङ्गे निरखि विमोहित सब ब्रजबाल; दृष्टि निशान हित हरिदासही वारत आरती थाल. ४**

**राग सारंग :- एक ले ठाड़ेजू पवित्रां पहेरावती एक आइ प्रियको; एक चाहती अकुलाती मनही मन आतुरता आनंद हियको. १ सन्मुख रही ग्रीवामें मेलत मुख छबि निरखत वारि जीयको; हित करी वल्लभ देत पवित्रा कर लटकनी रसदान स्वकीयको. २**

**राग सारंग :- पवित्रा पहेरत श्रीगोकुलनाथ; आङ्गन भीर अपरिमित बाढ़ी ब्रजजन गावत गाथ. १ हेम रजत पचरङ्ग पाटके लिये पवित्रा हाथ; भक्त सबे पहेरावत अति रुचि वृंदावन नमावत माथ. २**

સાથેજ પૂર્ણિમાના શુભ દિવસ એટલે કે શ્રાવણી પૂનમ. જ્યારે દ્વિજો આ દિવસે પોતાની જનેઉ બદલે છે અને નવીન જનેઉ ધારણ કરે છે. લૌકિક રીત્યાનુસાર આજનો દિવસ એટલે રક્ષાબંધન. જ્યાં બહેન પોતાના ભાઈના કલાઈ પર રક્ષા સ્વરૂપે રાખડી બાંધે છે. આપણે પોતાના શ્રીપ્રભુને પણ આ શુભ દિવસે રક્ષા ધરાવીએ છીએ.

**राग सारंग :- सावन सुदि पुन्यो को शुभ दिन रक्षा बांधत वल्लभलाल; विविध पाट ओर रतन जटितके, श्रीकर कंचल थाल. १ तिलक करत बिरा दे करमें, उर सोहे कुसुमकी माल; देत असीस चिरंजीवो श्रीवल्लभ, भक्त जनन प्रतिपाल. २**

**राग सारंग :- राखि बांधत वल्लभलाल; मात रुक्मिणी कर ग्रही लीने, सोहत कंचन थाल. १ रतन जटित राखी बांधत हे, मेवा देत रसाल; निरख निरख वल्लभवरको मुख, तन मन होत निहाल. २ भक्त सबे ठाड़े मुख निरखत, चंचल नैंन विशाल; वृन्दावनको चंद श्रीवल्लभ, भक्त जनन प्रतिपाल. ३**

શ્રીવિષ્ણુસ્વામી પ્રાકટ્યોત્સવ પણ આ જ પખવાડીયામાં આવે છે. સાથેજ શ્રીચતુર્થપીઠાધીશ્વર શ્રીમાન્ શ્રીબડે ગોવર્ધનેશજીનો જન્મોત્સવ (સં.૧૯૬૨)ની અનેકાનેક વધાઈ. અને અખિલભુવનના નાથ ભગવાન શ્રીગોકુલેશ (શ્રીકૃષણ)નો જન્મ, એટલે કે જન્માષ્ટમી. સૌ સનાતન ધર્મ પ્રેમી ભક્તો માટે તો આ દિવસ એટલો શુભ છે, કે સૌ કોઇ આ જન્મોત્સવને વધાવે છે અને પોતે ઉજવે છે. નન્દમહોત્સવ આજ ઉત્સવનું પ્રતિબિંબ છે.

**राग बिलावल :- महा महोच्छव श्रीगोकुल गाम; प्रेममुदित जुवती जस गावत श्यामसुंदरको ले ले नाम. १ जहां तहां लीला अवगाहन खरिक खोर दधिमंथन ठाम; करत कुलाहल निस अरु वासर आनंदमें बीतत सब जाम. २ नंद गोपसुत सब सुखदायक मोहनमूरति पूरन काम; चतुर्भुज प्रभु गिरिधर आनंदनिधि सखि स्वरूप सोभा अभिराम. ३**

**राग बिलावल :- गोकुल घर घर होग बधाई; गावति मङ्गल नारी घोषकी बाजे विविध बधाई. १ देत न्योछावरि पटभूषन लें बंदीजन पहेराई; रामकृष्ण जन्मे गिरिधारी सबे ब्रजके सुखदाई. २**

**राग बिलावल :- गोकुल प्रकट भये हरि आय; अमर उधारन असुर सिंघारन अंतरजामी त्रिभुवनराय. १ जागि महरि पुत्र पुत्रमुख देख्यो पुलकित गात उरमें न समाय; गद्‌गद्‌ कंठ बोल नहीं आवे हरखवंत व्है नंद बुलाय. २ आवो हो कंत देव परसन भये पुत्र भयो मुख देख्यो आय; दोरि नंद जब सुतमुख देख्यो सो सुख सोभा बरनी न जाय. ३ जब वर माग्यो तब घर आयो आनंद मग्न व्है बजी बधाय; सूरदास पहेले यह माग्यो दूध पिवावत जसोदा माय. ४**

ભાવત્ક :- દાસ ગોપાલ (જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા)

નોંધ :- આજનાં અંકમાં આપણે નવરત્ન ગ્રંથને બદલે વિશેષ લેખ લઇ રહ્યાં છીએ, તેની સર્વે નોંધ લેવી.



॥ શ્રીગોકુલેશો જયતિ ॥

# ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૬ શ્રાવણ સુદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૬ શ્રાવણ વદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

ઓગસ્ટ ૨૦ ૨૦૧૦ થી સપ્ટેમ્બર ૪ ૨૦૧૦

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૧-શ્રાવણ સુદ | શુક્ર | ઓગસ્ટ-૨૦ | **શ્રીપવિત્રા એકાદશી વ્રત** મધ્યાહ્ન ૧.૪૮ સુધી ભદ્રા હોવાથી પવિત્રા શ્રીપ્રભુને સાયં ભોગ-સંધ્યામાં ધરાવવા. |
| ૧૨ | શનિ | ૨૧ | શ્રીગુરુપદવન્દન પર્વ પૂજ્યચરણ શ્રીગુરુદેવને પવિત્રા ધરાવવા. |
| ૧૩ | રવિ | ૨૨ | |
| ૧૪ | સોમ | ૨૩ | |
| ૧૫ | મંગળ | ૨૪ | શ્રાવણી ઉપાકર્મ - બ્રાહ્મણે અવશ્ય કરવો. રક્ષાબંધન - સાયં ભોગ-સંધ્યામાં રક્ષા ધરાવવી. |
| ૧-શ્રાવણ વદ | બુધ | ૨૫ | |
| ૨ | ગુરુ | ૨૬ | |
| ૩ | શુક્ર | ૨૭ | હિંડોળા વિજય સાયં (સાંજે). |
| ૪ | શનિ | ૨૮ | |
| ૪ | રવિ | ૨૯ | |
| ૫ | સોમ | ૩૦ | |
| ૬ | મંગળ | ૩૧ | |
| ૭ | બુધ | સપ્ટેમ્બર-૧ | **શ્રીવિષ્ણુસ્વામી પ્રાગટ્યોત્સવ. શ્રીચતુર્થપીઠાધીશ્વર શ્રીમાન્ શ્રીબડે શ્રીગોવર્ધનેશજીનો જન્મોત્સવ (સં.૧૯૬૨)** |
| ૮ | ગુરુ | ૨ | **શ્રીજન્માષ્ટમી. શ્રીચતુર્થપીઠાન્તર્ગત શ્રીઆચાર્યગૃહસ્વરૂપ શ્રીગોકુલનાથજીના મંદિરમાં શ્રીપ્રભુને પંચામૃતના સમયે કુલગત શ્રીપુરાણી સંકલ્પ કરાવે તથા સુવર્ણધર્માનુવાક્ એવં પુરુષસૂક્તનો પાઠ કરે.** |
| ૯ | શુક્ર | ૩ | **શ્રીનન્દમહોત્સવ** |
| ૧૦-૧૧ | શનિ | ૪ | |

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ આપણું કર્તવ્ય છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં. ટીપ્પણી તે પીઠનો આદેશ સમાન મુખપત્ર છે.*

**આ લોકના અર્થ માટે પણ ભગવાનની જ સેવા કરવી.** (શ્રીસુબોધિનીજી ૩-૨૪-૩૨)





*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

# ગુરુ શિક્ષા

## ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

...ગતાંકથી આગળ

**શ્રીનાથજીનું મંદિર સાર્વજનિક અપવાદ :-**

શ્રીનાથજીના મંદિરને એક સાર્વજનિક મંદિરની પરંપરાના જે લોકો ઉદાહરણ આપે છે તે લોકો ઘણી મોટી ભૂલ કરે છે પણ તેનાથી વધુ શ્રીમહાપ્રભુજી, શ્રીગોપીનાથ પ્રભુ, શ્રીગુંસાઈજી તથા સપ્તાચાર્ય સાથે કંઈક અંશમાં ગદ્દારી કરી રહ્યા છે કેમ કે માર્ગના, સંપ્રદાયના ઈતિહાસને જાણ્યા વગર એ લોકો એવી વાતો કરી રહ્યા છે. સર્વ પ્રથમ શ્રીનાથજીના પ્રાગટ્યની વાર્તાથી લઈને આજ સુધીનો શ્રીનાથજીનો ઈતિહાસ જાણી લો અને જાણીને તે વાતની ચર્ચા મૂકો.

જગતનો નિયમ છે. જ્યાં નિયમ હોય ત્યાં અપવાદ તો ચોક્કસ હોય જ અને જ્યાં અપવાદ છે ત્યાં નિયમ હશે જ. વગર નિયમે અપવાદ થતો નથી અને અપવાદ નિયમ વગર રહેતો નથી. તેથી અપવાદ અને નિયમ બંને એક સાથે જ ટકતા હોય છે. એ તમારા લૌકિક જીવનમા લઈને તમે ગમે ત્યાં જોઈ લો. તમે તમારી દુકાનમાં બેઠા હો ત્યારે દરેકને તમારી પાસે બોલાવીને બેસાડતા નથી જ્યારે ગ્રાહક આવે છે ત્યારે સામે જ બેસાડો છો પણ દિવસમાં એકાદ પણ સ્નેહીજન આવી જાય ત્યારે તમે તેઓને તમારી નજીક બેસાડો છો અને જ્યાં તમે તમારી નજીક બોલાવો છો ત્યાં જ અપવાદ થઈ જાય છે આવી રીતે અપવાદ અને નિયમ તો જગતમાં બધે જ છે.

આ અપવાદ અને નિયમ પુષ્ટિમાર્ગમાં કેવી રીતે લાગુ પડ્યા તે પણ જોઈ લો, શ્રીગોવર્ધનધરણની સેવા વ્યવસ્થા છે તે અને શ્રીનવનીતપ્રિયની જે સેવા વ્યવસ્થા છે તેના ઈતિહાસને પહેલાં મુક્ત હૃદયથી સમજી લો. બહુ જ વ્યવસ્થિત રીતે સમજી લો અને પછી તેના ઉદાહરણ આપો. તેથી જાણ્યા વગર શ્રીનાથજીના મંદિરનું ઉદાહરણ આપનારાઓને હું એક શ્રીમહાપ્રભુજીની વાણીના વિદ્યાર્થી તરીકે, એક આચાર્ય વંશજ કે આચાર્યસ્થાનેથી નહિ પરંતુ એક વિદ્યાર્થીની રીતે આપ સૌને સચેત કરવા માંગુ છું કે મહેરબાની કરીને કોઈપણ જાતની શોધ કરતા પહેલા બધાજ તથ્ય કે સત્ય મુદ્દાઓને ભેગા કરી લેજો અને પછી સત્યની ચર્ચા કરજો. એના પહેલા સત્યની ચર્ચા કરી બેસતા નહિ. નહિ તો ઘણો મોટો અવકાશ પેદા થઈ જશે. શ્રીનાથજીના મંદિરને સાર્વજનિક દાખલા તરીકે અપવાદ ગણનારાઓને તેના ઈતિહાસમાં ઉંડા ઉતરીને સમજ કેળવવાની ખૂબ અગત્યની જરૂરત છે અને ત્યારબાદ જે પણ કંઈ તથ્ય હોય તે અંગે ચર્ચા થઈ શકે.

**ભક્તદીઠ ભગવાનનો સ્વતંત્ર અવતાર :-**

કોઈ પણ જાતના પ્રશ્ન-ચિન્હ વગર એક વાત નિર્વિવાદ છે કે પુષ્ટિમાર્ગમાં સેવા એ ગૃહસેવા છે. પુષ્ટિમાર્ગની સેવા એ વ્યક્તિદીઠ સેવા છે. જે રીતે **व्रज भयो महेर के पूत जब यह बात सुनी।** શ્રી સૂરદાસે જ્યારે એ સ્વાનુભાવ કર્યો અને એ સારસ્વત કલ્પની લીલાના ગાન કર્યા, યશોદાના ઉત્સંગમાં જ્યારે અનંત કોટી બ્રહ્માંડનો નાયક, લાલન બનીને જ્યારે પધાર્યો અને એની ગોદીમાં બીરાજ્યો એ જે પ્રાગટ્યની અવસ્થા હતી એવી રીતે શ્રીમહાપ્રભુજી સ્પષ્ટ જણાવે છે કે અનાવતાર દશામાં આજે દરેક વ્યક્તિ દીઠ એટલે ભક્તદીઠ ભગવાનનું સ્વતંત્ર પ્રાકટ્ય છે.

જે રીતે શ્રીનંદ-યશોદાને ત્યાં શ્રીકૃષ્ણનું પ્રાકટય તેવી જ રીતે તેનામાં એક તલ બરાબર ઓછુ નહિ, પૂર્ણ સ્વરૂપથી પરબ્રહ્મ પરમાત્મા સચ્ચિદાનંદઘન ભગવાન, શ્રીકૃષ્ણ દરેક ભક્તદીઠ દરેક ભક્તને ત્યાં એની ભક્તિનો ઉદરેગ કરી ભગવતકૃપાનો સંમિલાપ કરાવશે. એક બાજુથી ભક્તિની ઉર્મીઓ, મોજાઓ જ્યારે એકદમ તોફાની સમુદ્ર થાય તેમ ઉઠવા લાગે અને બીજી બાજુથી ભગવતકૃપા વરસવા લાગે એ ભગવતકૃપા અને ભક્તિનો ઉદ્વેગ એ બંને જે બિંદુ પર મળી જશે અને જે બિંદુએ ભગવદ્ સાક્ષાત્કાર ઘટિત થશે તે બિંદુ એ સ્વાનુભાવ છે. સ્વાનુભાવથી પૂર્વે એ ઠાકોરજી ભક્તદીઠ ભક્તના માથે, શ્રીમહાપ્રભુજીના સિદ્ધાંત પ્રમાણે પુષ્ટ થઈને બિરાજ્યા ત્યારે એ સ્વતંત્ર અવતાર છે. એની નોંધ લઈ લેજો.

દરેક ભક્તના માથે જે પુષ્ટ થઈને શ્રીઠાકોરજી પધારે છે તે ભક્તદીઠ ભગવાનનો સ્વતંત્ર અવતાર છે. જે રીતે શ્રીનંદયશોદાને ત્યાં સ્વતંત્ર અવતાર હતો. આના માટે શ્રીમહાપ્રભુજીના શબ્દો જોઈ લો. આ નંદાલય અને આ ભક્તોનું ઘર કહી જે ભ્રમણાઓ ઉભી કરવામાં આવે છે ને તે ભ્રમણાઓથી પણ દૂર થઈ જજો. નંદાલય એ દરેક જગ્યાએ છે જ્યાં શ્રીઠાકોરજી બીરાજે છે અને નહી તો નંદાલય બીજા કોઈ ઠેકાણે નથી. દરેક એ જગ્યાએ નંદનો નંદનંદન બીરાજે છે તે નંદાલય છે છે અને છે જ અને તેથી દરેક ભક્તનું ઘર એ નંદાલય છે. લોકોને, પૈસા કમાવવા માટે ઉંધા રવાડે ન ચઢાવો.

**મૂર્તિ અને પ્રતિમા** :-

શ્રીમહાપ્રભુજીના તત્વાર્થદીપ નિબંધના સર્વનિર્ણય પ્રકરણની ૨૨૮મી કારિકા **'यन्मूर्तौ कृतं सर्वं भगवति कृतं भवति'** આપણે ત્યાં મૂર્તિ શબ્દનો અર્થ છે સાકાર રૂપ, જીવરહિત જે આકાર છે તેને પ્રતિમા કહેવાય છે, મૂર્તિ નથી કહેવાતી. સાહિત્યમાં આ શબ્દ વપરાય છે કે અમુક વ્યક્તિ તો સ્નેહનું મૂર્તિમાન સ્વરૂપ છે. એવા શબ્દ આવે છે. મૂર્તિમાન એટલે નખશીખ આકાર જેણે ગ્રહણ કરી લીધો હોય તેનું નામ છે મૂર્તિ, મૂર્તિ અથવા સ્વરૂપ કહો. જ્યારે સાકાર રૂપ હોય તેને કહેવાય મૂર્તિ. **'यन्मूर्तौ कृतम्'** તમે મૂર્તિની સાથે જે વહેવાર-પરિચર્યા કરી રહ્યા છો તે સ્નાન કરાવ્યું, પ્રભુને જગાવ્યા, મંગળભોગ ધર્યા.

**सर्वं भगवति कृतं भवति**, સાક્ષાત્ ભગવાનની સાથે તે વ્યવહાર થઈ રહ્યો છે. તેવું આપણા સ્વામી શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરી રહ્યા છે. **'यन्मूर्तौ कृतम्'** ભૂલ કરી નહી બેસતા કે માત્ર પ્રતિમાના રૂપમાં ત્યાં બિરાજ્યા છે તે મૂર્તિના રૂપમાં, સાકાર રૂપમાં બીરાજી અનંતકોટી બ્રહ્માંડનો નાયક, સચ્ચિદાનંદઘનરૂપ, જે પણ કાંઈ તમે મૂર્તિ માટે કરી રહ્યા છો તે ભગવાન માટે જ થઈ રહ્યું છે તેથી કહે છે કે **'तत्र मूर्तेः भगवत्त्वं त्रेधा निरूपयति'** ભગવાનની મૂર્તિને ત્રણ દ્દષ્ટિથી શ્રીમહાપ્રભુજી સમજાવી રહ્યા છે. પહેલી દ્દષ્ટિ છે **वस्तुविचारेण** તત્વનો કે પદાર્થનો વિચાર કરીએ, (તત્વ ચિંતન, તત્વબોધ, તત્વજ્ઞાન) કોઈ પણ વસ્તુમાં રહેલું **તે પણું એટલે તત્વ**. એટલે પદાર્થ માત્રનો વિચાર કરીએ કે આ અનંતકોટી બ્રહ્માંડ છે શું ? **वस्तुविचारेण सर्वस्य भगवद्रूपत्वात्** બધુ જ ભગવદ્ રૂપ છે.

તેવું આપણને વેદ અને શાસ્ત્ર બતાવી રહ્યા છે. વેદ અને શાસ્ત્ર આપણને અનંતકોટી બ્રહ્માંડનો આવિર્ભાવ, એનું અસ્તિત્વ, બ્રહ્મસ્વરૂપ બ્રહ્માત્માનું દર્શન કરાવે છે. આ જગત બ્રહ્માત્મક છે. તેવા જગતમાં કાંઈપણ એવું નથી, એક બિંદુ માત્ર, કે જે બ્રહ્મરૂપ ન હોય, પરંતુ જગત બ્રહ્મરૂપથી જાણવા યોગ્ય તો છે પરંતુ માણવા યોગ્ય નથી. વિશેષ વસ્તુ

અયમ્ એટલે હું અહીંયા કંઈક વિશેષ કહેવા માંગુ છું. સર્વત્ર બધું જ બ્રહ્માત્મકતો છે જ કે **एनं उद्धरिष्यामि.** આ ભગવાન શ્રીકૃષ્ણના મુખારવિંદના વચન છે. **एनं उद्धरिष्यामि** હું આ ભક્તનો ઉદ્ધાર કરીશ. આ જીવને એનમ એટલે ઉદ્ધાર કરીશ.

આ રીતે ભગવાન પોતે સંકલ્પ કરીને તદા, તદા એટલે ત્યારે, મૃદાદેહ, મૃદા એટલે મટ્ટી વિગેરેમાં મટ્ટી, ધાતુ, લાકડુ વિગેરે એ કોઈપણ એવા આધારમાં મૃદાદેહ, વિગેરેથી પ્રાદૃભૂતો, એટલે કે પ્રાદૃભાવ થાય છે. શ્રીનરસિંહ ક્યાંથી પ્રગટ થયા હતા જાણો છો ? થાંભલામાંથી પરંતુ જે તે સ્વરૂપ એ માટીનું હોય, કે ધાતુથી સિધ્ધ થયું હોય કે કાષ્ટથી સિધ્ધ થયું હોય કે જે છાપેલા કે ફોટા પાડેલ ચિત્ર હોય તેની સેવા થઈ શકતી નથી કારણ કે તેવા સ્વરૂપમાં એવા પ્રભુનો **સંકલ્પ** ન હોવાથી પ્રાદૃર્ભાવ થતો નથી. શ્રીમદ્ભાગવતમાં સ્વરૂપના આઠ પ્રકાર બતાવ્યા છે. તે પ્રમાણે આ મૃદાદિઃ (શબ્દથી આઠ પ્રકાર લઈ લીધા) મૃતિકા એટલે કે મટ્ટીમાં ભગવાનનો પ્રાદૃર્ભાવ થાય છે. **भक्तिमार्गानुसारेणाह तत्र च स्थितिम्.**

હવે આમાં ત્રણ Aspect આવ્યા. '**भक्तिमार्गनुसारेण**' શ્રીમહાપ્રભુજીના પહેલા શબ્દો છે. '**वस्तुविचारेण**' તે વિચારે તો સર્વત્ર બ્રહ્મ છે. કોઈ પણ એક નાનામાં નાનું બિંદુ લઈ લો તે પણ બ્રહ્મ છે. તેથી ભગવાન સ્વરૂપ જે સાક્ષાત પરબ્રહ્મ છે તે સ્વરૂપ મૂર્તિ એટલે કે આકારમાં પ્રગટ થાય તેમાં કોઈ આશ્ચર્ય થવું જ ના જોઈએ. એ સર્વથા સત્ય છે. આ એક દષ્ટી, બીજી દષ્ટી ભગવાનના **સંકલ્પ**ની છે. હું આ જીવનો ઉધ્ધાર કરું. આ સ્વરૂપે હું અમુક સ્વરૂપથી અમુક રીતે અમુક પ્રકારના જીવનો હું એની સાથે ક્રિડા કરીને તેનો ઉધ્ધાર કરું એવો જે ભગવત સંકલ્પ છે તે બીજી દષ્ટી થઈ. ભક્તિનો દષ્ટિકોણ ઉધ્ધાર કરવો એ પ્રભુનો દષ્ટિકોણ છે જ્યારે ભક્તિ કરવી એ જીવનો દષ્ટિકોણ છે. પ્રભુના દષ્ટિકોણથી ઉધ્ધાર, જીવના દષ્ટિકોણથી ભક્તિ અને વસ્તુમાત્રના સ્વભાવ પ્રતિ સર્વત્ર બ્રહ્મ છે. આ ત્રણ દષ્ટિથી આ અવતાર ભગવાનનો સાક્ષાત અવતાર છે. તેથી શ્રીમહાપ્રભુજી આગળ કહે છે.

'**मूर्तौ स्थितम्**' એ મૂર્તિમાં કંઈ ખોલની જેમ બીરાજતા નથી. પરંતુ નખશીખ એ મૂર્તિના અણુએ અણુમાં ભગવદ્રૂપ, સચ્ચિદાનંદઘન સ્વરૂપ ભગવાનું થઈ ગયું, આનંદ માત્ર કરપાદ મુખોદરાદિ એ પરમાનંદ સ્વરૂપનું બની ગયું યત્ર હસ્ત તત્ર, જ્યાં એ મૂર્તિના હાથ છે ત્યાંજ સાક્ષાત બ્રહ્મના હાથ છે જ્યાં પગ છે ત્યાં જ ચરણારવિંદ છે, જ્યાં ઉદર છે ત્યાંજ ઉદર છે અને જ્યાં મુખારવિંદ છે ત્યાંજ મુખારવિંદ છે. '**परं यत्र हस्तः तत्र हस्तः**' એથી જ જીવની બુદ્ધિ ત્યાં દઢ થવી જોઈએ અને એથીજ સ્મરણ કરો વાર્તાઓનુ.

**પસંદગીના શ્રીઠાકોરજી :-**

શ્રીમહાપ્રભુજીએ જ્યારે બ્રહ્મસંબંધ કરાવ્યા છે ત્યારે કહ્યું છે કે જાઓ તમારી રુચિના ભગવત સ્વરૂપ લઈ આવો આવું શા માટે કહેવામાં આવ્યું ? કેમ કે ભગવાને, સ્વરૂપની જે પસંદગી છે તે પણ, ભક્તને આપેલી છે. આજે તમારા ઘરના બાળકો એક બીજાને પસંદ કરીને લગ્ન કરે છે. બસ તે જ પરિણય છે. એક બીજાની પસંદગીની જરૂર છે. અને એ પસંદગી એટલા માટે જરૂરી છે કે જ્યાં તે દષ્ટિથી આસક્તિ અને વ્યસન થશે, તેથી દરેક સ્થળે આવા અનેક ઉદાહરણ મળશે. શ્રીમહાપ્રભુજીએ જે તે ભક્તને તેથી જ સ્વરૂપ-ઠાકોરજી લઈ આવો અને જ્યારે તે પોતાની પસંદગીના સ્વરૂપ

લાવ્યા છે, વરણ કરીને, કેમ કે એ સ્વરૂપના અંદર ભગવાન પણ વરણ કરીને બીજ ભાવરૂપ માં બીરાજશે અને કહે છે કે તું અહીં આવશે અને મારી ઉપર જ તારી દૃષ્ટી જશે ને મને જ પસંદ કરશે. એ રીતે ભગવાન પણ ભક્તની પ્રતિક્ષા કરી રહ્યા છે.

સાથે સાથે ભક્ત પણ ભગવાનની પ્રતીક્ષા કરી રહ્યાં છે. એજ ભક્ત અને ભગવાનની શોધ - સંતાકૂકડી એ જ તમારા બ્રહ્મસંબંધનો મૂળ અર્થ છે. અને એ જ ભક્ત ભગવાનની શોધ છે. આમ આ જ રીતે ઘટીત થાય છે. તો આ ભક્ત ભગવાનની શોધ એકબીજાના વરણમાં ઘટીત થઈ જાય છે. જે રીતે પુરૂષ સ્ત્રીનું વરણ કરે છે અને કન્યા તે વરનું વરણ કરે છે. વરકન્યાનું વરણ કરે છે. એ રીતે આ ત્રણ દૃષ્ટિ અહીં બતાવી છે. આ ત્રણ દૃષ્ટિ પ્રમાણે એ સ્પષ્ટ કરી લેજો કે જે પુષ્ટ થઈને તમારા માથે બીરાજેલા ઠાકોરજી અને કાંઈપણ સ્થળે બીરાજેલ ઠાકોરજી છે તેમાં તલ માત્ર બરાબર કોઈ જ ફેર નથી.

આ તો અમે લોકો અમારા ધંધા માટે શીખવાડીએ છીએ કે જેનાથી તમારી શુદ્ધતા તમારા ઘરમાં ઓછી રહે અને અમારે ત્યાં વધારે રહે અને તેથી જ તમારા ખિસ્સા અમારે ત્યાં વધારે ઢીલા થઈ શકે અને વધારે પૈસા પડી શકે અને એટલે જ આ વાત કહેવામા આવી રહી છે કે અમારા તો નિધિ સ્વરૂપ છે અને એ પણ જાણી લો કે નિધિ એટલે દોલત. જે તમારા માથે બીરાજે છે તે તમારી સાચી દોલત અને મારા માથે જે બીરાજે તે મારી સાચી દોલત. એ મારી નિધિ છે. એવા બંડલ શબ્દો કે બંડલ વાતો કરીને લોકોને બહેકાવો નહીં. આ પૈસા પડાવવાના જ ધંધા છે. બીજુ કાંઈ જ નથી. તમારા ઘરના ઠાકોરજીએ ૦ પાવરનો બલ્બ, મંદિરના ઠાકોરજી એ ૪૦ પાવરનો બલ્બ અને તેનાથી વધારે વૈભવવાળુ મંદિર હોય તે ૧૦૦ પાવર અને શ્રીનાથજીના ભગવાનને ૧૦૦૦ પાવરના બનાવી દીધા. આ પુષ્ટિમાર્ગમાં કેવો ઘોર અન્યાય તમે કરી રહ્યા છો ?

**ધર્મ વહેચાઇ રહ્યો છે :-**

આ હળહળતું અપમાન છે શ્રીમહાપ્રભુજીનું ! અને હળહળતુ અપમાન છે શ્રીપ્રભુનું !! પુષ્ટિમાર્ગમાં ઠાકોરજીને તમે રમકડા બનાવી દીધા છે. પુષ્ટિમાર્ગમાં ઠાકોરજી ભક્ત સાથે રમવા આવ્યાં છે રમકડા બનવા નથી આવ્યા. પુષ્ટિમાર્ગના ઠાકોરજીને રમકડાં ન બનાવો પુષ્ટિમાર્ગનો ઠાકોર તમારી સાથે રમવા આવ્યો છે એને ક્રિડા કરવા દો, એને રમકડું ક્યારેય ન બનાવો. આ ધર્મના નામે, ધર્મ વેચાઈ રહ્યો છે. એને મહેરબાની કરીને રોકો આ બધા પૈસા પડાવવાના ધંધા છે, કેમ કે હું મારા ઠાકોરજીનું મહત્વ તમને વધારે નહીં બતાવું - તો તમે પૈસા કેમ આપશો ?

મારી લક્ઝરી ચાલશે ક્યાંથી ? મને મારી લક્ઝરી ચલાવવી છે એટલે - હું તમને ભ્રમિત કરી રહ્યો છું, જેમ આજે રાજકીય નેતાઓ કરી રહ્યા છે. પુષ્ટિમાર્ગના હિતની કોઈને પણ નથી પડી. એથી જ તમારા ચિત્તમાં જાત જાતની ભ્રમણાઓ ઉભી કરી દીધી છે અને તમને ભયભીત કરી દેવામાં આવ્યા છે. અમારા ઠાકોરજી તો નિધિ સ્વરૂપ અને તમારા ઠાકોરજી તો કચરાની ટોપલીમાં નાંખવા જેવા એટલે તમે નાંખીને જતા રહો. ઠાકોરજીનો કોઈ ગ્રંથ પણ નાંખવામાં આવે ને તો એ પણ પાપ છે એટલું સમજી લેજો. કારણ આ વાણી અલૌકિક ઠાકોરજી સ્વરૂપ છે. આ અપરાધ થઈ ગયો. જ્યારે તમારા ઘરના ઠાકોરજીને તમે ગમે ત્યાં પધરાવીને નીકળી જાવ છો, આટલા બધા શોખ ચઢયા છે કુનવારાના ને છપ્પનભોગના, તો કોઈ ગુંસાઈનો જાયો - પોતાના ખીસાના પાંચ લાખ ખર્ચીને પોતાના ઠાકોરજીને

છપ્પનભોગ આરોગાવીને તો જુએ? તમારી પાસે ભીખ માંગીને શા માટે છપ્પનભોગ થઈ રહ્યા છે? આ કેવા - છપ્પનભોગ અને કેવા કુનવાળો છે ? તમારા સાત્વીક દ્રવ્યને કહેવામાં આવે છે કે અંગીકાર કરીએ, અરે તમને એવું કહેવામાં કેમ નથી આવી રહ્યું કે તમારા સાત્વીક દ્રવ્યને તમારા જ ઠાકોરજીને અંગીકાર કરાવો?

તમારા માથે બીરાજતા તમારા ઠાકોરજીને જ તમારુ સાચુ દ્રવ્ય પધરાવો. દ્રવ્ય તમારૂ, ઠાકોરજી અમારા અને આરોગાવવું અમને, અને આવે અમારા ખીસ્સામાં આ ક્યાંનો ન્યાય છે? કોઈ કહીને તો દેખાડો? આ શું થઈ રહ્યું છે સમાજમાં? અને આ કેવી રીતે પ્રચલિત થઈ રહ્યું છ? જાગૃત થાવ! નિર્ભય બનીને શ્રીમહાપ્રભુજીનો આ દિકરો કહી રહ્યો છે કે લાવો બતાવો, લાવો આના પ્રમાણ. જ્યારે શ્રીગુંસાઈજીને ચાર ચાર વખત વિનંતી કરવામાં આવી કે બડો મનોરથ કરનો હૈ ત્યારે કેવા ક્ષોભના શબ્દો નીકળ્યા છે કે '**મનોરથ કરો યાસો સંસાર બઢેગો, લૌકિક બઢેગો.**' આ શબ્દો શું બતાવી રહ્યા છે? આ મનોરથો નથી થઈ રહ્યા, આ તો આપણા સંસારનો ભોગ થઈ રહ્યો છે, જલસા થઈ રહ્યા છે. આ મનોરથો નથી, આ મનોરથોમાં ક્યાં મનોરથપણું છે તે સમજાવી દો અને હજી સેવાનો ત્રીજો Aspect બતાવું.

લોકો કહે છે ને કે દર્શન, પુષ્ટિમાર્ગમાં આજે જન્મસિદ્ધ અધિકાર, સાર્વજનિક દર્શન બનાવી દીધા છે હવે એ દર્શન બાબતની નોંધ લઈ લો.

**દર્શન શા માટે થાય, કે ના થાય? :-**

શ્રીમહાપ્રભુજીની વાણીથી તમને શ્રીમહાપ્રભુજીનો દીકરો બતાવી રહ્યો છે. માટે વજન સહીત-ચોક્કસ માપજો. તમારો જ પ્રશ્ન શ્રીમહાપ્રભુજી પૂછી રહ્યા છે કે દર્શન શા માટે કરીએ અને દર્શન શા માટે ન થાય? શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરી રહ્યા છે કે ભગવાનને પ્રેમ કરો. - જગતનો નિયમ છે 'Love at first sight' એટલે ભાઈ! ''**ફર્સ્ટ સાઈટ**'' તો લાવો. પ્રથમ દૃષ્ટિ વગર લવ-પ્રેમ થાય ક્યાંથી ?

પ્રશ્ન એ છે કે જેને કોઈ દિવસ જોયો જ નથી હા એ વાત સાચી જ છે કે આપણે કોઈ દિવસ ભગવાનને સાક્ષાત નથી જોયા. **ननु सर्वथा अदृश्ये कथं प्रेम?** તો પ્રશ્ન છે કે હવે પ્રેમ કેવી રીતે થાય? તમારો જવાબ આવે કે મંદિરો ઘણાં છે દર્શન કરી આવીએ, બરાબર ને! હવે શ્રીમહાપ્રભુજીનો શું જવાબ છે તે સાંભળી લેજો.

**कसम इस कंठी की और कसम इस कंठी की तुमभी खा लेना कि बात सच क्या है।**

**करना जो कुछ तुम्हें अपनी मरजीमें आये, परंतु श्रीमहाप्रभु के नाम पर मत करना ।।**

પ્રેમ માટે કંઈક એક ઝલક તો મળવી જોઈએને ? આપણે ક્યારેય એક દૃષ્ટિથી જોયો જ ના હોય તેને પ્રેમ કેવી રીતે થાય. તો શ્રીમહાપ્રભુજી તેનો જવાબ આપે છે. **सर्वथा अदृश्ये कथं प्रेम उदेति इत्याशंक्य दर्शनोपायमाह** દર્શનનો ઉપાય હવે શ્રીમહાપ્રભુજી આપણને બતાવે છે - સર્વથા જેને ન જોયો હોય તેને પ્રેમ કેવી રીતે થાય તેવી શંકા જો તમને હોય તો તમારે માટે દર્શનનો ઉપાય કહ્યો છે. તમારા માટે તો દર્શન એટલે, ઘંટા ઝાલર વાગે ને જે જે જે જે કરતાં દોડવાનું, એ જે જે નું સ્વરૂપ બતાવે છે **अच्छिद्र सेवनात्** તમારું કે મારું તો પરમ સૌભાગ્ય, પરંતુ સાર્વજનિક મંદિરના ઠેકેદારો માટે દુઃખ ભર્યુ છે કે શ્રીમહાપ્રભુજી મંદિરમાં જવાની ભલામણ નથી કરી રહ્યા અને કહી રહ્યા છે દર્શનના

ઉપાયમાં અછિદ્ર સેવનામ્. અછિદ્ર શબ્દ એટલે દોષ જોવાના. હિન્દીમાં એક શબ્દ છે **'छिद्रान्वेशी'** એનો મતલબ થાય છે કે આ વ્યક્તિ તો બધાના દોષ જ જોયા કરે છે.

મને ખાત્રી છે કે છિદ્ર શબ્દનો અર્થ ગુજરાતીમાં દોષ જ થતો હશે. દોષ રહિત **'सेवा बीजम्'** કારણકે પ્રભુને તમારા પૈસાથી લેવાદેવા નથી. એક કટોરી દૂધ મૂક્યું કે મંગળ ભોગમાં સવામણ દૂધ મૂકી દો એની સાથે શ્રીમહાપ્રભુજીને કાંઈ લેવા દેવા નથી. એ એક કટોરી દૂધ પણ સવામણથી વધારે છે અને જો સવામણ પણ પૈસાના પ્રદર્શન માટે હશે તો પણ ભગવાનની દૃષ્ટિ તેના પર નહીં થાય તે અવશ્ય નોંધી લેજો. કોઈપણ પ્રકારની ભ્રમણાંમાં ક્યારેય ન રહેતા.

એથી દોષરહિત સેવાની બાબતમાં મહત્વની વાતએ છે કે સેવામાં બેઈમાની ન કરતા. જો તમારું સામર્થ્ય છે અને એ સામર્થ્યના ૮૦ ટકા બચાવી લીધા અને ૨૦ ટકા જ ભગવાનમાં વાપર્યા તો એ દોષવાળી સેવા થઈ ગઈ અને તમારૂ સામર્થ્ય ૫૦ ટકા છે અને તમે ૭૦ ટકા ઉપયોગ કર્યો તો પણ ભગવાન સાથે બેઈમાની થઈ જશે. વાર્તા આપણને બતાવે છે કે ખભા પર કીડા થયા હતા, પાણી ટપકતુ હતું, દુઃખાવો થતો હતો અને તેવા ખભા પરથી પાણી ભરાઈને આવતું હતું તે પાણી ગોવર્ધનધરને અપેક્ષિત ન હતું, તેથી તે જળથી ગોર્વધનધરણને પીડા થતી હતી.

કેમ કે તેમના ભક્તને કષ્ટ થાય તેવી સેવા પણ ઠાકોરજી પાસે જાય તો તેવી સેવા પણ શ્રીપ્રભુને અપેક્ષિત નથી માટે સામર્થ્યથી ઓછી સેવા કરશો તો ઠાકોરજી સાથે બેઈમાની છે. આપણી વરસની કમાણી ગમે તેટલી હોય (પાંચ, ચાર, ત્રણ, બે લાખ) અને ઠાકોરજી પાસે બે હજાર જ પહોંચ્યા તો તે પાકી બેઈમાની થઈ જશે. જો શરીરમાં એટલુ સામર્થ્ય છે કે ત્રણ કલાક સેવા કરી શકાશે અને જો ઓછા સમયમાં એટલે કે દોઢ કલાકમાં જ અનવસર થઈને સેવા પૂરી કરી દીધી તો ભગવાન સાથે બેઈમાની કરી ગણાશે. એથી સામર્થ્યથી વધુ સેવા કરશો તો તે પણ છિદ્રવાળી સેવા છે અને સામર્થ્યથી ઓછી સેવા પણ છિદ્રવાળી સેવા છે.

એથી આગળ કહે છે કે **स्वयोग्यताप्रकारेण बोधव्य तु**. પોતાની યોગ્યતાને અનુરૂપ પ્રકાર શ્રીમહાપ્રભુજી તમને બતાવી રહ્યા છે. **बहुकरणे** (તમારા સામર્થ્યથી વધારે) **भगवति भारेण** એટલે ભગવાન ઉપર ભાર વધી જશે એટલે એ ભક્તનો ભાર ભગવાને સહન કરવો પડશે. તમે આ શબ્દો તો જુઓ કેટલા સુંદર છે. **अल्पकरणे** (ઓછું) **तो कापट्येन** (તો કપટ થઈ જશે) તેથી **छिद्र संभवात्** (તેથી છિદ્ર સંભવ થશે). તેથી દર્શનનો અર્થ ઘંટા ટકોરા સાથે મંદિરમાં ભાગવું એવો નથી પરંતુ ઘરમાં ઠાકોરજીની દોષરહિત સેવા કરવી એ દર્શન છે.

છે કોઈ શ્રીવલ્લભાધીશની વાણીને સમજાવનારો કે જે છાતી ઠોકીને કહે કે મંદિરમાં દર્શન કરવાથી ભગવાન નહીં મળશે? આ વલ્લભાધીશનો દીકરો - શ્રીમહાપ્રભુજી વલ્લભાધીશનો ઉદઘોષક કહી રહ્યો છે કે સાર્વજનિક દેવાલયોમાં દર્શન કરવાથી ભગવાન નહીં મળે, નહીં મળે ને નહીં જ મળે. દર્શનનો ઉપાય અછિદ્ર સેવન છે. મંદિરમાં દર્શન નથી. આ શ્રીમહાપ્રભુજીના વાક્યો છે.

સંકલનઃ- સિદ્ધાંત વિમર્શ! માંથી સાભાર.....

## સ્વ-માર્ગીય સમજ

### સ્ત્રી પુરુષ એક ગુરુ પાસેથી મન્ત્રોપદેશ લઇ શકે છે ?

**શિષ્ય :-** કૃપાનાથ! આપણા સંપ્રદાયમાં સ્ત્રી-પુરુષ એક ગુરુ પાસેથી પણ મન્ત્રોપદેશ ગ્રહણ કરે છે, પરંતુ એક ગુરુ પાસેથી દીક્ષા લેનાર ગુરુભાઇ કહેવાય એમ મેં સાંભળ્યું છે તો એક ગુરુ પાસેથી મન્ત્રોપદેશ ગ્રહણ કરનાર સ્ત્રીપુરુષ પતિ-પત્ની તરીકે કેમ રહી શકે? તે કૃપા કરી આજ્ઞા કરો.

**ગુરુદેવ :-** સ્ત્રી-પુરુષ એક ગુરુ પાસેથી મન્ત્રોપદેશ ગ્રહણ કરે તેમાં મહાફળ છે. આ કર્તવ્ય છે અને આ અકર્તવ્ય છે તેનો નિર્ણય શાસ્ત્ર જ આપી શકે. જુઓ! ભગવાને અર્જુનને શું આજ્ઞા કરેલી છે કે '**तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ**' તેટલા માટે કર્તવ્ય અકર્તવ્યની વ્યવસ્થામાં તારે શાસ્ત્રને પ્રમાણ ગણવું જોઇએ. આ ભગવદાજ્ઞા પ્રમાણે શાસ્ત્રમાં પતિ-પત્નીઓ એક ગુરુ પાસેથી મન્ત્રોપદેશ ન લેવો તેવો નિષેધ ક્યાય પણ કર્યો નથી. જો આ વાત નિષિદ્ધ હોત તો તદર્થ પ્રાયશ્ચિત પણ ધર્મશાસ્ત્રમાં ક્યાં પણ લખ્યું હોતે. જેમ કે ભગિની, શિષ્ય-સ્ત્રી, તથા ગુરુપત્નીના ગમનમાં ગુરુતલ્પગનો અતિદેશ કરી તેનું પ્રાયશ્ચિત ધર્મશાસ્ત્રમાં ઉપદિષ્ટ છે, તે પ્રમાણે એક ગુરુ પાસેથી મન્ત્રોપદેશ ગ્રહણ કરનાર સ્ત્રીપુરુષ માટે પણ પ્રાયશ્ચિત ધર્મશાસ્ત્રમાં ક્યાં પણ હોવું જોઇએ.

પરંતુ તેવું પ્રાયશ્ચિત ક્યાં પણ છે નહિ. વળી, જેમ શિષ્ય પાસે જનારી કે પતિને મારનારી સ્ત્રીનો ત્યાગ કરવાનું ધર્મશાસ્ત્રમાં લખ્યું છે, તેમજ પોતાની સ્ત્રી ઉપર ક્રોધ થવાથી 'આજથી તુ મારી મા છો' એમ કહી દીધા પછી તેની સાથે ગમન કરે તો પ્રકીર્ણ પ્રાયશ્ચિત્તોમાં તેનું પણ પ્રાયશ્ચિત્ત લખેલું છે, તેવી રીતે એક ગુરુના શિષ્ય થવાથી તે સ્ત્રીનો ત્યાગ કરવાનું, અથવા તો પ્રાયશ્ચિત્ત કરી તેનું ગ્રહણ કરવાનું ધર્મશાસ્ત્રમાં ક્યાંય પણ હોવું જોઇએ. તેથી પતિ તથા સ્ત્રી એક ઉલટું પતિ તથા સ્ત્રી એક ગુરુ પાસેથી મન્ત્રોપદેશ ગ્રહણ કરે તેમાં વિશેષ ફલ પ્રાપ્ત થાય છે એવાં શાસ્ત્રનાં વચનો મળે છે. જેમકે પદ્મપુરાણના ઉત્તરખંડમાં લખ્યું છે કે :-

**आचारो धर्ममार्गश्च गुरुर्मन्त्रश्च देवता ।**

**दम्पत्यपत्यभृत्येषु एकीकृत्य महत् फलम् ।।**

અર્થ :- આચાર, ધર્મમાર્ગ, ગુરુ, મન્ત્ર અને દેવતા આ બધાં સ્ત્રી-પુરુષ તથા નોકરનાં એક હોય તો મોટું ફલ પ્રાપ્ત થાય છે. આચાર, ગુરુ, વગેરે ઘરનાં બધાં માણસોનાં એક હોવાથી કેટલું આનુકૂલ્ય રહે છે અને ભિન્ન ભિન્ન હોવાથી કેટલું આનુકૂલ્ય રહે છે તેની તુલના દરેકે પોતે જ કરી લેવી. તેમજ બ્રહ્મવૈવર્ત પુરાણના બ્રહ્મખંડના ૧૯માં અધ્યાયમાં મુનિ વશિષ્ઠજીએ ઉપબર્હણ નામક ગન્ધર્વ તથા તેની સ્ત્રી માલતીને મન્ત્રોપદેશ કરી સ્તોત્ર પૂજાદિક શીખવ્યું હતું. તે બાબત નીચેનાં વચનોથી જણાય છે.

**महापुरुषस्तोत्रं च पूजां च कवचं मनुम् ।**

**विस्मृतं बोधयामास स्वयं रहसि सुव्रता ।।**

**पुरा दत्तं वशिष्ठं स्तोत्रपूजादिकं हरेः ।**

**गन्धर्वाय च मालत्यै मन्त्रमेकं च पुष्करे ।।**

અર્થ :- પહેલાં મુનિ વશિષ્ઠજીએ પુષ્કરતીર્થમાં ઉપબહણનામક ગન્ધર્વ તથા તેની સ્ત્રી માલતીને શ્રીહરિને સ્તોત્ર, પૂજાદિક તથા એક મન્ત્ર આપેલાં હતાં. તે, ઉપબર્હણ ગન્ધર્વ ભૂલી જવાથી એકાન્તમાં તેની સ્ત્રી માલતીએ તેને સંભારી આપ્યાં હતા. આ વાત એટલે કે ઉપબર્હણનું ભૂલી જવું અને તેની સ્ત્રી માલતીનું મન્ત્રને સ્મરણ કરાવી આપવું ત્યારેજ ઘટી શકે કે જ્યારે બન્નેને એકજ મન્ત્રનો ઉપદેશ એકજ ગુરુ પાસેથી થયો હોય.

વળી, નારદપંચરાત્રમાં વિજ્ઞાનોપનિષતૂસંહિતાના સોળમાં પટલમાં કહેલ છે કે :-

**विष्णुतत्त्वं परिज्ञाय एकं वाऽनेकभेदवत् ।**

**दीक्षयेन्मेदिनीं सर्वां किं पुनश्चोपसन्नतान् ।।**

એક અથવા અનેક ભેદવાળું વિષ્ણુનું તત્ત્વ જાણીને સમ્પૂર્ણ પૃથ્વીને દીક્ષા આપવી જોઇએ, તો પછી શરણે આવેલાઓને ઉપદેશ આપવો તેમાં તો કહેવું જ શું? અર્થાત્ સ્ત્રી-પુરુષ શરણ આવ્યાં હોય તો તેને મન્ત્રોપદેશ કરવો.

વળી, જો એક ગુરુપાસેથી મન્ત્રોપદેશ ગ્રહણ કરવાથી પતિપત્ની વચ્ચે ભાઇ-બહેનનો સંબંધ બંધાતો હોય તો ગુરુપુત્રી તો બહેન થવી જ જોઇએ. તો પછી ઇતિહાસમાં ગુરુએ નિજપુત્રીના નિજ શિષ્ય સાથે વિવાહ કરાવ્યાંનાં દાખલા મળે છે તે બાધિત થશે, પરંતુ ધર્મશાસ્ત્રનું સ્થાપન કરનારા ઋષિઓ તેવું અધર્મ્ય કર્મ કરે નહિ. તેથી પણ સિદ્ધ થાય છે કે એક ગુરુ પાસેથી દીક્ષા લેનાર પતિ-પત્ની વચ્ચે ભાઇ-બહેનનો સંબંધ થતો નથી. ગુરુએ પોતાની કન્યાને પોતાના શિષ્ય સાથે વિવાહ કરાવ્યાનો ઇતિહાસ મહાભારતના આશ્વમેધિક પર્વમાં છે.

તેમાં ગૌતમ ઋષિએ નિજશિષ્ય ઉત્તંકને નિજપુત્રી આપ્યાની કથા છે. ત્યાં ગૌતમ ઋષિ કહે છે કે હે ભૃગુકુલોત્તમ! આ પ્રકારે તું મને પ્રસન્ન થયેલો જાણ, તું સોળ વર્ષનો યુવા હવે થવાનો છે તેથી મારી કન્યા તુંને પત્ની તરીકે આપું છું, મારી કન્યા વિના તારા તેજનું સેવન કરવાને અન્ય કોઇ કન્યા યોગ્ય નથી, માટે આ યશસ્વિની કન્યાનું તું પાણિગ્રહણ કર. આ પ્રકારનાં ગૌતમ ઋષિના વચન સાંભળી યુવા ઉત્તાંકે ગુરુની કન્યાનો સ્વીકાર કર્યો, તે કેમ કરી શકે? કારણકે ગુરુપુત્રી તો બહેન જ કહેવાય તો પછી તેનું પાણિગ્રહણ કેમ થઇ શકે, તે સિદ્દ થાય છે કે જ્યારે ઇતિહાસમાં ગુરુપુત્રી જોડે શિષ્યે પાણિગ્રહણ કર્યાના દાખલા મોજુદ છે તો પછી મંત્રોપદેશ લેનાર સ્ત્રી સાથે તેના પતિને પત્ની તરીકેનો સંબંધ રાખવામાં દોષની સંભાવના પણ ક્યાં રહી.

ક્રમશઃ

ઉપદેશ મિમાંસા ગ્રંથમાંથી (શ્રીપુરુષોત્તમચરણ કૃત ઉપદેશવિષયકશંકાનિરાસવાદને આધારે) સાભાર...



# શ્રીમદાચાર્યચરણ-સ્વરૂપ

**(વ્યાખ્યાનકર્તા : પંડિત બલભદ્ર શર્મા)**

*આસરે આઠ દશક પૂર્વ ગોંડલના નામદાર દિવાન અને જાણીતા તત્કાલીન સાંપ્રદાયિક પંડિત બલભદ્ર શર્માજીએ અમુક પ્રસંગે ઉપરોક્ત વિષય પર વ્યાખ્યાન કર્યું, તેનું અત્રે શબ્દરૂપે ચિત્ર પ્રગટ કરીએ છીએ. આવો અલભ્ય લાભ લેવાને વૈષ્ણવોએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી. આપણે પણ આ વ્યાખ્યાનનો લ્હાવો મેળવીએ.*

## શ્રીમદાચાર્યચરણનું સ્વરૂપ કેમ સમજાય ?

**चिन्ता-सन्तान-हन्तारो यत्-पादाम्बुज-रेणवः ।।**
**स्वीयानां तान् निजाचार्यान् प्रणमामि मुहुर्मुहुः ।।१ ।।**
**यदनुग्रहतो जन्तुः सर्वदुःखातिगो भवेत् ।।**
**तमहं सर्वदा वन्दे श्रीमद्-वल्लभ-नन्दनम् ।। २ ।।**

શ્રીમદ્વલ્લભાધીશ્વરના શ્રીચરણારવિંદમાં સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરીને સત્પથ પ્રવૃત્તિમાં અનુરક્ત આપ વૈષ્ણવ અને આચાર્યશ્રીનાં સાન્નિધ્યમાં 'શ્રીમદાચાર્યચરણસ્વરૂપ' એ વિષય ઉપર આજે કંઈક કહેવાને ઈચ્છું છું. હાલમાં જનસમાજનો મોટો ભાગ પ્રતિદિન ઉત્મત્ત અને અસન્માર્ગમાં અનુરક્ત થતો જાય છે. જીવો અનાદિ અવિદ્યાથી બદ્ધ થઈને બધી સાંસારિક પ્રવૃત્તિમાં પ્રવૃત્ત થયા છે. તેઓ ઉપર હજારો વિપત્તિઓ આવી પડે અને સહસ્રપ્રકારે તેઓને સમજાવવામાં આવે તો પણ તેઓની પ્રવૃત્તિ સત્પ્રવૃત્તિમાં કદાપિ પરિણમતી નથી. એવાઓની સન્માર્ગમાં પ્રવૃત્તિ તો પ્રભુકૃપાને આધીન છે. પ્રભુ જો તેવાઓ ઉપર દયા કરે તો જ તેવાઓની ઉત્પથગામિની પ્રવૃત્તિ સત્પથાવલંબિની બને.

ભગવન્મુખાવતાર શ્રીમદાચાર્યચરણનું સ્વરૂપ સમજાવવું એ કાર્ય સુગમ નથી. આપશ્રીનું અલૌકિક સ્વરૂપ વિદ્વત્તાથી, ઐશ્વર્યથી કે સત્કુલમાં જન્મપ્રાપ્તિમાત્ર થવાથી સમજાતું નથી. આપશ્રીની કૃપા થાય, અને એ અલૌકિક કૃપાનાં ચિન્હ તરીકે શ્રીસર્વોત્તમ-સ્તોત્ર આદિ શ્રીમદાગ્નિકુમારનાં ગ્રન્થરત્નોમાં આસક્તિ થાય તો જ આપશ્રીના દિવ્ય સ્વરૂપની ઝાંખી કરવાનું સૌભાગ્ય પણ પ્રાપ્ત થાય. વળી શ્રીમદાચાર્યચરણનું એ અનુભવૈકમાત્રગમ્ય સ્વરૂપ જેઓએ હૃદયમાં ધારણ કર્યું હોય તેવા ભગવદીયોના સંપ્રાર્થ્ય સત્સંગથી અને ભાવનાથી જ એ સ્વરૂપ હૃદયમાં પરાવી શકાય છે. આપ વૈષ્ણવો તે સ્વરૂપને જાણો છો, અનુભવો છો. આપનાં સમક્ષ એ સ્વરૂપને સમજાવવાના મારા આજના યત્નને એક ઉપહાસજનક હું કહી શકું. જેઓને સાકરના સ્વાદનો સંપૂર્ણ અનુભવ હોય તેઓની પાસે સાકરના સ્વાદોનું સવિસ્તાર વર્ણન કરવું એ શું ઉપહાસજનક નથી? તથાપિ મારી જિહ્વાને પવિત્ર કરવાને જ આજે હું શ્રીમદાચાર્યચરણનું સ્વરૂપ વર્ણવવા ઉદ્યુક્ત થાઉં છું.

## સ્વરૂપદ્વૈવિધ્ય અને ભાવનાત્મક સ્વરૂપ!

શ્રીમદાચાર્યચરણનાં બે સ્વરૂપ છે. એક તો નિજ અંતરંગ ભક્તોને આપ શ્રીએ કૃપા કરીને જણાવેલું સ્વરૂપ અને બીજું સ્વમુખારવિંદે ગ્રન્થોમાં પ્રગટ કરેલું સ્વરૂપ. નિજ અંતરંગ ભક્તોએ આપશ્રીના જે સુમધુર સ્વરૂપાનંદનો આસ્વાદ

લીધો છે, તે સ્વરૂપાનંદ તો અવર્ણનીય છે. એનો સાક્ષાત્કાર અને એનું વર્ણન કરવાનું આ સ્થળ નથી. એ મહાનુભાવી ભગવદીયોના જ શબ્દોમાં જ એ સ્વરૂપનું સ્વલ્પ વર્ણન હું કરીશ. એ સ્વરૂપ ભગવન્મુખારવિંદરૂફ છે. **मुखादग्निरजायत** એ શ્રુતિથી આપનું સ્વરૂપ અગ્નિસ્વરૂપ છે. એ અગ્નિ લોકમાં અનુભવાતો ભૌતિક અગ્નિ નથી, પરંતુ આધિદૈવિક ભગવદ્વિપ્રયોગાગ્નિ છે. એ કારણથી વિરલ ભક્તો આચાર્યશ્રીનું વિપ્રયોગાગ્નિસ્વરૂપ અનુભવે છે. શ્રીમદગ્નિકુમાર (શ્રીગુસાંઈજી) તો **वस्तुतः कृष्ण एव** એવી આજ્ઞા કરે છે, તેથી આપશ્રીનું સ્વરૂપ સાક્ષાત્ શ્રીકૃષ્ણસ્વરૂપ છે. **सौंदर्यं निजहृद्गतं** એ ભાવાત્મક શ્લોકના અર્થનું અનુસંધાન કરતાં તો આપનું ત્રિતયાત્મક સ્વરૂપ જણાય છે. એ રીતે આપશ્રીનું સ્વરૂપ અંતરંગ ભગવદીયોની ભાવનાની દૃષ્ટિએ પરમ આસ્વાદ્ય અને સર્વ સ્વરૂપનું એકવાક્યતાપન્ન સ્વરૂપ છે. એટલું ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે આપશ્રીનું આ સ્વરૂપ માત્ર અનુગ્રહથી જ સમજી શકાય છે, **श्रीमद्-वृन्दावनेन्दु-प्रकटित** આદિ ગ્રન્થરત્નોમાં પ્રકાશમાન સ્વરૂપ સર્વના અનુભવપથમાં આવી શક્તું નથી. એ સ્વરૂપનો અનુભવ કરનારા અનુગ્રહભાજન દૈવી જીવો વિરલ જ હોય છે.

## પોતાનાં સ્વરૂપ માટે સ્વયંની શી આજ્ઞા છે ?

સામાન્ય રીતે જનસમૂહને બહારથી જ પ્રતીત થતું આચાર્યસ્વરૂપ વિશેષ હૃદયંગમ થાય તે સ્વાભાવિક જ છે. તથાપિ આપશ્રીએ પોતાનું સ્વરૂપ સર્વ સાધારણને પ્રતીત થતાં બાહ્ય સ્વરૂપ કરતાં કાંઇ વિલક્ષણ જ દર્શાવ્યું છે. શ્રીસુબોધિનીજીના પ્રારંભમાં જ **अर्थं तस्य विवेचिंतु नहि विभुर्वैश्वानराद्वाक्पतेः** એ શ્લોકથી આપશ્રીએ પોતાનાં સ્વરૂપનો વાક્પતિરૂપે પરિચય કરાવ્યો છે. તત્ત્વદીપનિબંધમાં **अग्निश्चकार तत्त्वार्थदीपं** એ ઉક્ત્યનુસાર આપશ્રીનું અગ્નિસ્વરૂપ પ્રગટ છે. ભાષ્યમાં પણ **अग्निना मया** એ વચનથી સ્વ-અગ્નિત્વ સિદ્ધ છે. ત્યારે બન્નેનો સમન્વય કરતાં આપશ્રીએ જે સ્વરૂપ જણાવ્યું, કે વાક્પતિરૂપ અગ્નિસ્વરૂપ થયું. વાક્પતિ એટલે વાણીના અધિપતિ. પરાત્પર પૂર્ણ પુરુષોત્તમની વાણીના અધિપતિ એટલે દેવતા. લોકમાં જનોની દરેક ઇન્દ્રિયોના જુદા જુદા દેવતા શાસ્ત્રકારોએ માન્યા છે. તેમ પ્રભુની ઇન્દ્રિયોના પણ દેવતા છે. તેમાં પ્રભુની મુખરૂપ વાણીના દેવતા એટલે ભગવન્મુખારવિંદના અધિષ્ઠાતા આધિદૈવિક અગ્નિ તે શ્રીવલ્લભાધીશ્વર જ છે. શ્રીમદ્ ભાગવતમાં પણ **मुखमग्निरिद्धः** એ વચનથી ભગવાન્‌નાં મુખારવિંદને સમૃદ્ધ અગ્નિસ્વરૂપ જ જણાવ્યું છે. એ અગ્નિ સમસ્ત જાડ્ય, અજ્ઞાનતિમિરનો નાશ કરીને ભગવત્પ્રાપ્તિ કરાવનાર છે. એ જ અગ્નિ ભગવદ્વાણીના આધિદૈવિક દેવતા અને તે જ શ્રીમદ્ વલ્લભ અગ્નિ. શ્રીમદાચાર્યચરણનાં સ્વરૂપના વિચારમાં આથી વિશેષ પ્રમાણની કશી પણ જરૂર જ નથી. પોતે પોતાનું સ્વરૂપ પોતાના જ શ્રીમુખથી વર્ણવ્યું, હવે એથી હવે વધારે પ્રમાણોની શી જરૂર હોય ?

## સ્વ-સ્વરૂપનું સ્વતઃ ખ્યાપન

પોતાનું સ્વરૂપ બીજાનાં કરતાં પોતે જ કૃપા કરીને જણાવે તો કાંઇ ઓર જ આનંદ મળે. શ્રીગીતાજીમાં પણ ભગવાને શ્રીમુખે જ સ્વ-સ્વરૂપ પ્રગટ કર્યું છે :-

**अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।**

**परं भावमजानन्तो ममाव्ययमनुत्तमम् ।।**

**मत्तः परं नान्यत् किञ्चिदस्ति धनञ्जय ।।**

અર્થ :- મૂઢ લોકો મને મનુષ્યદેહનો આશ્રય કરનાર માનીને મારી અવજ્ઞા કરે છે અને મારા અવ્યય અને ઉત્તમોત્તમ પર ભાવને જાણતા નથી. હે અર્જુન! મારાથી બીજું કોઇ પણ પર શ્રેષ્ઠ નથી. શ્રીગીતાજીનાં આ અને એવાં જ અન્ય વચનોમાં પ્રભુએ પોતાનાં સ્વરૂપને શું વર્ણવી બતાવ્યું નથી? શ્રીમદાચાર્યચરણે પોતાનાં શુદ્ધ સ્વરૂપના પોતે જ કરાવેલા પરિચયમાં આત્મશ્લા ધા અને સ્વપ્રૌઢિખ્યાપનનો જો ભાસ આસુરબુદ્ધિઓને થતો હોય તો તે કેવળ ભ્રાન્તિ જ છે. લોકમાં પણ પોતાના અન્યને પ્રથમ જ પરિચય કરાવતી વેળાએ પોતાનામાં જે કોઇ સન્માન્ય અંશો કે લોકોત્તર સામર્થ્ય હોય છે તે સ્પષ્ટપણે એકવાર જાહેર કરવું પડે છે, નહિ તો જનસમાજને તેની ખબર જ કેમ પડે? એવી રીતે કરનાર ઉપર કોઈપણ સુજ્ઞને આત્મશ્લાઘાદિના આરોપો મૂકવાને તૈયાર થતા જ નથી.

સ્વસ્વરૂપનો પરિચય કરાવવામાં પોતામાં રહેલી વિશેષતા પોતાને જ બતાવવી પડે છે અને જનસમાજ તેની ઈચ્છા પણ રાખે છે. જેમ વર્તમાન સમયમાં કોઇ સંસ્થા કોઇ વિદ્વાનને પોતાનાં કાર્યમાં જોડવાને પોતાની યોગ્યતા પ્રમાણપત્રો સાથે જણાવવી. એ સંસ્થા સાથે સ્વસંબંધની ઈચ્છા ધરાવનાર વિદ્વાન પણ પોતાની મહત્તા એ સંસ્થાના અગ્રેસરોના ખ્યાલમાં આવે તેમ પ્રમાણપત્રો, તેમાં પણ વળી પોતાને જે જે વિષયમાં ઉચ્ચ ગુણ અને તેને લઈને ઉચ્ચી કક્ષા પ્રાપ્ત થયેલી હોય તે, પારિતોષિક કે શિષ્યવૃત્તિ મેળવેલી હોય તે, પ્રાધ્યાપક કે વર્ગ શિક્ષકના સંતોષનું પ્રમાણપત્ર વગેરે બધી બાબતો પોતાની મહત્તાના પુરાવામાં જણાવવી પડે છે. શું તેના ઉપર કોઇ આત્મપ્રશંસાનો આરોપ મુકવાને તૈયાર થશે? માતા-પિતા પણ પુત્રને હિતોપદેશ આપવા માટે પોતાનું બહુજ્ઞત્વ બતાવે છે. જગત્‌માંનો આ એક શિષ્ટાચાર છે. શ્રીમદાચાર્યશ્રીએ પોતાનું વાસ્તવિક સ્વરૂપ પ્રગટ કરવામાં એ જ શિષ્ટાચારનું જ અનુસરણ કર્યું છે.

...ક્રમશ :

*|| વૈષ્ણવ ધર્મ પતાકા પુસ્તક ૨, અંક ૭, માઘ ૧૯૭૪માંથી સાભાર ||*



## || સ્વરૂપ ધ્યાન ||

શ્રીવલ્લભના સ્વરૂપનું ધ્યાન કેવી રીતે કરવું? આવો પ્રશ્ન થાય તેના સમાધાનમાં શ્રીમત્પ્રભુચરણ શ્રીવિઠ્ઠલનાથજીએ 'સૌન્દર્યપદ્ય'ના શ્લોકમાં કહેલ પ્રકારે આપના સ્વરૂપને સમજીને ધ્યાન કરવું. અનંત વિરહી યુગલોના દિવ્ય સૌન્દર્ય લાવણ્યથી સાધન આપનું મૂર્તિમાન્-સાકાર સ્વરૂપ છે, તેની ભાવના પૂર્વક ધ્યાન કરવું. આ ધ્યનથી કીટ-ભ્રમર ન્યાયે આપના સ્વરૂપમાં તદાત્મકતા થાય છે. ત્યારે મહાન કાષ્ઠાપન્ન શ્રીવલ્લભ સ્વરૂપના અનુભવનું અલૌકિક સામર્થ્ય પ્રાપ્ત થાય છે. આ સ્વરૂપના અનુભવમાં સર્વ ત્યાગ પૂર્વક વિરહભાવમાં સ્થિત રહેવું એજ સાધન છે, તેમ નિશ્ચય સમજવું..

# શ્રીહરિરાય વાઙ્મુકતાવલી

## ।। પુષ્ટિપથમર્મનિરૂપણમ્ ।।

(અનુવાદક-વિવેચક :- શ્રીવસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી)

મર્મ ૩ : **लोकवैदिकत्याग शरण गोपीशको**

**तृतीयं लोकवेदस्वत्यागेन शरणागतिः ।**

**शरणस्थसमुद्धारो यतः कृष्ण निरूपितः ।। ७ ।।**

**एवं स्थिते स्वमात्रेकशरणे चिन्त्या युतः ।**

**कृष्णः स्वरूपमेवं स्वं ददात्यन्यानपेक्षणात् ।। ८ ।।**

ત્રીજું મર્મ લૌકિક અને વૈદિકનો ત્યાગ કરીને પ્રભુને શરણે જવું એ જ છે. **सर्वधर्मान् परित्यज्य** એ શ્રીમુખની આજ્ઞાને અનુસરીને લૌકિક-વૈદિકને તિલાંજલિ આપીને એટલે એમાંની નિષ્ઠા ભાવનાનો ત્યાગ કરીને પ્રભુને શરણે જવું, કારણકે પ્રભુ શ્રીકૃષ્ણ પોતાના શરણમાં રહેનારાઓના ઉદ્ધારક છે, એમ શ્રીમહાપ્રભુજીએ **शरणस्थसमुद्धारं कृष्णं विज्ञापयाम्यहम्** એ શ્લોકથી શ્રીકૃષ્ણાશ્રય ગ્રંથમાં નિરૂપણ કર્યું છે; તેથી સદાનંદ પ્રભુ શરણાગતવત્સલ છે, એટલે શરણે ગયેલા જીવોનો ઉદ્ધાર કરે છે જ. એ પ્રમાણે જ્યારે જીવ માત્ર પ્રભુનું જ અથવા પ્રભુના શરણમાર્ગનું જ શરણ ગ્રહણ કરે છે ત્યારે પ્રભુને ચિંતા થાય છે કે આ જીવને શું દાન કરવું ? શરણાગત ભક્ત તો માત્ર પોતાનું જ શરણ પકડી રહ્યો છે, તેથી એને બીજા કોઇ પદાર્થની ઈચ્છા નથી એમ સ્પષ્ટ જ છે. એમાં પણ પ્રભુ અપાર કરૂણાના સમુદ્ર છે, તેથી પોતાના સદાનંદરૂપ, કોટિકંદર્પલાવણ્યમય અલૌકિક માધુર્યૈકભાજન સ્વરૂપનું દાન કરે છે, એવા પરમ દયાળું છે. ૮

મર્મ ૪ - **दीनता**

**चतुर्थं दीनता सर्वसाधनाभावबोधतः ।**

**परमार्तिप्रकाशेन कृष्णः कोमलमानसः ।। ९ ।।**

**भक्तदुःखासहः शीघ्रं स्वरूपं प्रापयेत् पुनः ।**

**अपारकरूणासिन्धुर्दुःखितान्नह्युपेक्षते ।। १० ।।**

ચતુર્થ મર્મ દીનતા છે. જ્યારે સર્વ સાધનોથી હું રહિત છું, મેં એવું એકે સાધન કર્યું નથી કે જેને લઈને પ્રભુ મને ફલદાન કરે, એવી રીતે ચારે તરફથી પોતાની નિ:સાધનતા સ્ફૂરે ત્યારે દીનતા પ્રાપ્ત થાય છે. વ્રજરત્નાઓએ પ્રભુના અંતર્ધાન પછી પ્રભુને પ્રાપ્ત કરવાને અનેક પ્રયાસો કર્યા, પ્રભુલીલાનું અનુકરણ કર્યું, પણ જ્યારે એકે પ્રયાસ પ્રભુસ્વરૂપના સંયોગ જેવો આનંદજનક થયો નહિ ત્યારે નિ:સાધનતાની સ્ફુર્તિ થઈ અને રોદનરૂપ દૈન્ય પ્રાપ્ત થયું. ત્યારે પ્રભુ પ્રગટ થયાં. (આ વિષય ઉપર વધારે જિજ્ઞાસા હોય તો શ્રીભાગવત સુબોધિનીજીમાં ફલપ્રકરણમાં **भक्तानां दैन्यमेवैकं हरितोषणसाधनम्**) જ્યારે જીવને પ્રભુપ્રાપ્તિ માટે અત્યંત આર્તિ પ્રગટ થઈય છે, પ્રભુન મળ્યાથી જ્યારેએ અત્યંત પીડાય છે, ત્યારે પ્રભુ પોતાના સ્વરૂપની પ્રાપ્તિ કરાવે છે, કેમકે આપનું અંત:કરણ કોમલ સુકુમાર છે, અને એમાં પણ ભક્તનાં દુ:ખોને તો કદી સહી

શક્તા નથી. ભક્તોનાં દુ:ખોને જ્યારે સહન કરવાનું સામર્થ્ય પ્રભુમાં નથી, કેમકે અત્યંત કોમલ અંત:કરણવાળા છે. તેથી જ્યારે ભક્તને આર્તિ થાય છે ત્યારે પોતાના સ્વરૂપાનંદનું દાન કરે છે, કેમકે પોતે અપાર કરૂણાના સિન્ધુસાગર છે, તો એક બિન્દુરૂપ કરૂણા ભક્ત ઉપર કરવાથી કાંઇ ન્યૂન થશે નહિ. માટેજ દુ:ખિત ભક્તો તરફ ઉપેક્ષા બેદરકારી પ્રભુ કદી કરતાં જ નથી. ૧૦

મર્મ ૫ :- **भाव उद्बोध**

**पञ्चमं कृष्णलीलायाः भावनं हृदि सर्वथा ।**

**तद्भावेन प्रभुः प्राप्तो भावात्मा तदभेदतः ।। ११ ।।**

**न हि लीला विचारे तु स्वरूपादतिरिच्यते ।**

**स्वसर्वधर्मरूपत्वात् प्रभोर्भेदो न युज्यते ।। १२ ।।**

**तथाप्याविष्कृते रूपे भेदबुद्धिर्निजेच्छया ।**

**लोकदृष्ट्या यथा सूर्यकिरणेषूदिते सति ।। १३ ।।**

**धर्मधर्मिप्रतीतिर्हि प्राकट्ये रूपलीलयोः ।**

**अन्तःस्थितौ तु लीलैव स्वरूपमिति निश्चयः ।। १४ ।।**

**गुणगाने तथाचार्यैरासक्तिवशतो हरौ ।**

**जाता तन्मयता क्रीडामयतैव निरूपिता ।। १५ ।।**

**लीला स्वरूपतो नैव भिन्नो किरणसूर्यवत् ।**

**प्रतीतिमात्रतो भेदः स्वरूपेण न वस्तुतः ।। १६ ।।**

**कृष्णः प्रविशति प्रीतो लीलायाः हृदयस्थितौ ।**

**तदात्मा सकलैः स्वीयस्वरूपैरिति निश्चयः ।। १७ ।।**

પંચમ મર્મ ભાવોદ્‌બોધ છે. સદાનંદ પ્રભુની નિત્ય નવલ લીલાની નિરંતર હૃદયમાં ભાવના કરવી; એ પાંચમું મર્મ છે. એ લીલાની ભાવના કર્યાથી પ્રભુપ્રાપ્તિ થાય છે, અથવા પ્રસન્ન થાય છે, કેમકે પોતે જ એ ભાવરૂપ છે. એ ભાવ હૃદયમાં આવે ત્યારે એ ભાવસ્વરૂપ પણ હૃદયમાં પધારે છે, એમાં આશ્ચર્ય શું ? વળી પ્રભુની લીલા પણ જુદી નથી, લીલા પણ સ્વરૂપ જ છે, તેથી એ લીલાની ભાવના કર્યાથી એ લીલાત્મક અને લીલાભાવાત્મક પ્રભુ હૃદયમાં બિરાજે એ અર્થ અત્યંત સુઘટ છે. જ્યારે લીલાના સ્વરૂપનો વિચાર કરીએ છીએ ત્યારે લીલા પ્રભુના સ્વરૂપથી જુદી પાડી શકાતી નથી. પ્રભુ જુદા અને એકની લીલા જુદી એવા ભેદભાવને સ્થાન મળતું નથી. જો પ્રભુમાં ભેદ હોય તો એમની લીલા પણ ભેદ હોય.

એમ તો બની શકે જ નહિ કે પ્રભુ પણ જુદા જુદા હોય પ્રભુ તો એક જ છે. પણ એમના ધર્મો ઘણાં છે. એ ધર્મો પણ ભગવત્સ્વરૂપથી જુદા નથી, પણ પ્રભુરૂપ જ લઇને પ્રભુ સ્વરૂપમાં ભેદની કલ્પના કરવી યોગ્ય નથી. સ્વસર્વધર્મરૂપ પ્રભુ જ હોવાથી એમાં ભેદ ગણવો એ ઠીક નથી, પરંતુ પોતાનાં જ સ્વરૂપો પ્રગટ કરે છે, એમાં જ ભેદબુદ્ધિ જણાય છે, જેમકે આ

સ્વરૂપ જુદું-એ ભેદ, પ્રભુની ઈચ્છાથી જ જણાય છે. એમાં દષ્ટાંત જેમ સૂર્ય ઉદય પામે એ વખતે એનાં કિરણોમાં અને સૂર્યમાં ભેદબુદ્ધિ લોકની દષ્ટિમાં થાય છે, સૂર્ય ઊગે છે ત્યારે એ જુદો અને એનાં કિરણો જુદાં, એમ લોકની દષ્ટિમાં દેખાય છે; એવી રીતે જ્યારે પ્રભુ પોતાનું સ્વરૂપ અને એ સ્વરૂપથી કરવાની લીલા પ્રગટ કરે છે ત્યારે પ્રભુના એ લીલારૂપ ધર્મો અને એ લીલાયુક્ત ધર્મસ્વરૂપ એમ ભેદબુદ્ધિ થાય છે; જેમ શ્રીનવનીતપ્રિયજીના પ્રગટ સ્વરૂપમાં બાળલીલાની સ્ફૂર્તિ મુખ્યતઃ થાય છે અને શ્રીગોકુલેન્દુ પ્રભુના સ્વરૂપમાં મુખ્યત્વે રાસલીલાની સ્ફૂર્તિ થાય છે અને તેથી બન્ને સ્વરૂપમાં ભેદભાવ થાય છે.

આ બધું જ્યારે તે તે સ્વરૂપથી એવી ભિન્ન ભિન્ન લીલાઓ પ્રગટ કરેલી હોય ત્યારે જ એ લીલાઓના આધારે તે તે સ્વરૂપમાં ભેદભાવ મનાય છે. **लीलाभेदे स्वरूपभेदः** એ સિદ્ધાંત એતન્મૂલક જ લાગે છે. આ ભેદભાવ જ્યારે એ સ્વરૂપ અને એવી લીલા પ્રગટ થાય છે ત્યારે જ જણાય છે. જેમ સૂર્ય ઉદય પામે છે ત્યારે જ એમાં અને એનાં કિરણોમાં જુદાપણું ભાસે છે, ઉદય પામેલો નથી હોતો ત્યારે તો કિરણો અને સૂર્ય જુદાં છે એવું જ્ઞાન થતું જ નથી, તેવી જ રીતે જ્યારે સદાનંદ પ્રભુ-પોતાની સદાનંદમય લીલા અને પોતે-પ્રગટ થાય છે ત્યારે એ લીલા અને એ સ્વરૂપમાં ભેદભાવ ભાસે છે, જ્યારે પોતે અંતરરમણ કરે છે ત્યારે તો લીલાસ્વરૂપાત્મક ગણાય છે એવો નિશ્ચય છે. જ્યારે લીલા સ્વરૂપની ભીતર રહે છે ત્યારે તો લીલા સ્વરૂપથી અલગ ભાસતી નથી, એ વખતે લીલા જ સ્વરૂપ છે, એમ નિશ્ચય સિદ્ધાંત થાય છે. શ્રીવેણુગીતની સમાપ્તિમાં શુકદેવજી કહે છે કે 'શ્રીવૃન્દાવનવિહારી પ્રભુની એવા પ્રકારની લીલાઓનું પરસ્પર વર્ણન કરનારાં વ્રજભક્તો તન્મયતાને પ્રાપ્ત થયાં.' **एवंविधा भगवतो या वृन्दावनचारिणः। वर्णयन्त्यो मिथो गोप्यः क्रीडास्तन्मयतां ययुः।। वेणुगीत। क्रीडामय्येव जाताः।**

શ્રીમહાપ્રભુજી આ શ્લોકમાં શ્રીસુબોધિનીજીમાં 'તન્મયતા' શબ્દનો એવો અર્થ પ્રગટ કરે છે કે, તન્મયતાને પ્રાપ્ત થયાં એટલે 'ક્રીડારૂપ-લીલાસ્વરૂપ થઇ ગયાં'.

જાગ્રતાવસ્થા કે સ્વપ્નાવસ્થામાં પ્રભુલીલાનું દર્શન કરતાં કરતાં, કીડો જેમ ભ્રમરરૂપ થઇ જાય છે તેમ, પ્રભુલીલારૂપ થઇ ગયાં. એથી જ પ્રભુની લીલા પ્રભુના સ્વરૂપથી થોડી પણ ભિન્ન નથી જ. જેમ સૂર્યનાં કિરણો સૂર્યથી જુદાં નથી, તેમ માત્રએ લીલા જ્યારે બહાર પ્રગટ દષ્ટિગોચર થાય છે ત્યારે જ એમાં ભેદ જણાય છે, વસ્તુતઃ સ્વરૂપથી તો ભિન્ન નથી જ. દર્શન કરતી વેળાએ ભગવાનનું સ્વરૂપ અને એનાથી પ્રગટ થતી અનંત લીલાઓમાં તારતમ્ય જણાય છે, પરંતુ વસ્તુતઃ ભગવાનનું સ્વરૂપ તે જ લીલા અને લીલા તે જ પ્રભુનું સ્વરૂપ એવો સિદ્ધાંત છે.

એ હેતુથી જ જો પ્રભુની લીલા હૃદયમાં સ્થાન મેળવે તો સદાનંદ ભગવાન એક પણ લીલાની સ્થિતિ જો હૃદયમાં થાય તો રસાત્મક નંદકુમાર હૃદયમાં પ્રવેશે છે; કેમકે આપ એ લીલારૂપ છે, એટલે એ લીલાની સ્થિતિ જ્યારે હૃદયમાં થાય ત્યારે આપની પણ એમાં સ્થિતિ થઇ જવી જ જોઇએ. જે લીલાની સ્ફૂર્તિ ભક્તહૃદયમાં થઇ હોય તે લીલામાં જેટલાં પોતાનાં સ્વરૂપો હોય તે સર્વ સ્વરૂપ સાથે લીલાત્મક પ્રભુ ભક્તહૃદયમાં પ્રવેશ કરે છે, એવો નિશ્ચય છે. ૧૭

...ક્રમશઃ







# શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ

## ગો.વા.મગનલાલ ગ. શાસ્ત્રી વિરચિત

## પ્રકરણ ૩ – બ્રહ્મ સર્વનો કર્તા છે

...ગતાંકથી આગળ

સદ્રૂપ, ચિદ્રૂપ અને આનંદરૂપ બ્રહ્મ જગતનું કારણ છે છતાં બ્રહ્મમાં વિકાર થતો નથી. અવિકૃત બ્રહ્મનું પરિણામ થાય છે એમ **विकार शब्दान्नेति चेन्न प्राचुर्यात्** (બ્રહ્મસૂત્ર ૧.૧.૧૨ વિકારવાચી **मयट्** પ્રત્યયવાળા (આનંદરૂપ) શબ્દને લીધે તે શબ્દનો અર્થ બ્રહ્મ થઇ શકે નહિ એમ જો કહેવામાં આવે તો સૂત્રકાર કહે છે કે ના, આમ નહિ, કારણકે તે શબ્દનો અર્થ પ્રાચુર્ય પુષ્કળ એવો થાય છે.) આ સૂત્ર સ્પષ્ટ પ્રતિપાદન કરે છે. બ્રહ્મ જગતનું કારણ છે છતાં તેમાં વિકાર થતો નથી એમ સિદ્ધ કરી, સચ્ચિદાનન્દ, નિર્ગુણ અદ્વૈત અને શુદ્ધ બ્રહ્મ જગતનો કર્તા છે. અને નિમિત્ત અને ઉપાદાન એ બે પ્રકારનું કારણ છે એમ સૂત્રકાર સ્પષ્ટપણે કહે છે.

જીવ સંસારની અવસ્થામાં છે, પરતંત્ર છે, તેનો આનંદ ગુપ્ત છે તેથી તે જગતનો કર્તા થવાને યોગ્ય નથી. વળી જડ કદાપિ કારણ બની શકે નહિ; તેમાં કારણત્વ, કર્તૃત્વ, સંભવે ન નહિ. ચિદ્રૂપ બ્રહ્મથી જગત્ વિલક્ષણ છે, ભિન્ન છે, માટે ચેતનાત્મક બ્રહ્મ જગતનું કારણ બની ન શકે એમ શંકા ન કરવી, કારણકે આપણે જોઇએ છીએ કે અચેતન કેશ ચેતન શરીરમાં ઉત્પન્ન થાય છે; ચેતન વીંછી અચેતન એવા ગાયના છાણમાંથી પ્રગટ થાય છે. ચેતનમાંથી અચેતનથી ઉત્પત્તિનો નિષેધ કરતાં તેના અંશનો જ નિષેધ છે. અને આપણે જો એમ માનીએ કે કાર્ય અને કારણ એક સરખાં હોવાં જોઇએ, તો પણ બન્નેમાં બ્રહ્મ અને જગતમાં સદંશ સમાન છે જ; કારણકે અસત્ છે એમ શ્રુતિ કહેતી નથી, ત્યાં તો પ્રતિષેધ માત્ર કરે છે. જેમ છાંદોગ્ય ઉપનિષદ્ ૬.૨.૨માં **कथं असतः सज्जायेत** અસત્‌માંથી સત્ કેવી રીતે ઉત્પન્ન થાય ?

વળી કાર્ય અસત્, અવિદ્યમાન, છે એમ પણ નથી. તેનું કારણ બ્રહ્મ છે એમ બતાવવા જ પહેલાં કાર્યનો પ્રતિષેધ કર્યો છે. જડ કારણ માનતાં જડમાં લય થાય; અને તેથી કારણને પણ કાર્યમાં રહેલી સ્થળતા, અવયવો, મર્યાદિત સ્વરૂપ, અશુદ્ધત્વ વગેરે ધર્મોના સંબંધ થાય અને આ ઇચ્છવા જેવું નથી. આથી જ જડવાદમાં રચના, જગત ઉત્પન્ન કરવાની યોજના ઘટતી નથી. તેથી જગત ઉત્પન્ન કરવાની પ્રવૃત્તિ જ સંભવતી નથી. જડ પોતાની મેળે પાણી કે દૂધની માફક પરિણામ પામી શકે નહિ. આવાં ઉદાહરણોમાં ચેતનની જરૂર હોય છે. ઘાસ, પાંદડું, પાણી જેમ સ્વભાવથી કુદરતી રીતે પ્રવર્તે છે તેમ જડનું પરિણામ ન થઇ શકે. વસ્તુનો સ્વભાવ, ધર્મ એવો હોય તો ગમે ત્યાં તેનું પરિણામ થાય, પણ તેમ થતું નથી. શીંગડાં વગેરેમાં કંઇ ઘાસનું દૂધ નથી થતું પણ ગાયના આંચળમાં જ થાય છે. વળી જડ કારણને કોઇ અટકાવનાર ન રહ્યું એટલે કાર્ય હંમેશા ચાલ્યા જ કરે.

તેથી મોક્ષ ન મળી શકે એ મોટો દોષ આવી જાય છે. જડ વસ્તુ પરિણામ પામે એમ માનતાં પણ તેમ થવામાં કોઈપણ પ્રયોજનની જરૂર નથી; પણ આવું પ્રયોજન જોવામાં આવતું નથી. વળી અંધપંગુ ન્યાયથી, આંધળો માણસ

લૂલો માણસને અને લૂલો આંધળાને અરસપરસ મદદ કરે છે એ ન્યાયથી, લોખંડ અને લોહચુંબકની માફક, જડ અને ચૈતન્ય એ બે મળી ક્રિયા ઉત્પન્ન કરશે એમ માનવામાં આવે તો પણ ચૈતન્યની પાસે રહેલા અથવા ચૈતન્યની સાથે રહેલા જડ પદાર્થનું પરિણામ થાય. એટલે જડ વસ્તુનું સ્વતંત્ર રીતે પરિણામ ન થઇ શકે એ દોષ તો રહેવાનો જ. ચૈતન્ય જો સ્વાભાવિક રીતે જડને પ્રેરક થાય તો જડનું પ્રયોજન નથી રહેતું. જડની સ્વાભાવિક પ્રવૃત્તિ માનવામાં જે દોષ આવે છે તે પહેલાં જ બતાવ્યો છે. જડ અને ચેતન એ બન્નેનો નિત્ય સંબંધ થયો. વિશિષ્ટ કારણ થયું, એટલે અનિર્મોક્ષનો દોષ આવે છે. અને એમ માનીએ કે જડ અને ચૈતન્યનો અંગાંગિભાવ, મુખ્ય અને ગૌણ એવો સંબંધ, નથી તો જડવાદીનો બ્રહ્મવાદમાં પ્રવેશ થાય, જડકારણવાદ જ રહે નહિ.

જડમાં જ્ઞાન શક્તિ નથી એ જ મુખ્ય દોષ છે. વળી કારણ અસત્ છે એમ તો મનાય ન નહિ. તેમ કરતાં તો શશશૃંગ, સસલાનું શીગડું વગેરે મિથ્યા પદાર્થોમાંથી સર્વ કાર્ય સંભવે? ઉદાસીન ને તટસ્થ રહેનારને પણ સર્વસિદ્ધિ એમની એમ જ થઇ જાય! કાર્ય જ અસત્ છે એમ માનવાથી પણ પ્રશ્નનું સમાધાન થતું નથી. વસ્તુ હોય તો જ તે પ્રાપ્ત થાય છે. માટે જગત્ કાર્ય છે. સત્ છે. જગતનું અસ્તિત્વ વેદમાં દર્શાવેલું જ છે; જેમ તૈતરીયોપનિષદ્ ઉત્તર ૨.૬માં **यदिदं किञ्च तत्सत्यम्** આ જે કાંઇ છે તે સત્ય છે, જગત્ પ્રત્યક્ષ દેખાય છે માટે તેનો અભાવ સંભવતો નથી. સ્વપ્ન વગેરેની માફક પણ જગત્ નથી, કારણકે એ બેની વચ્ચે ભેદ છે. સ્વપ્નમાં વસ્તુ બીજા સ્વરૂપે જણાય છે. જ્યારે જગતમાં તો જ્ઞાનીને પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થાય તો પણ જગત તેવી ને તેવી જ અવસ્થામાં રહે છે; જગત કંઇ બદલાઇ જતું નથી. વાસનાથી જગત દેખાય છે એમ પણ નથી.

મૂળમાં જગત ન હોય તો વાસના જ સંભવે નહિ. વાસના અનાદિ છે એમ માનીએ તો અંધપરંપરા એક આંધળાની પાછળ બીજો આંધળો જાય એ સ્થિતિ પ્રાપ્ત થાય. આમ જડકારણ માની શકાય નહિ. અસત્ કારણ પણ નહિ અને અસત્ કાર્ય પણ હોઇ શકે નહિ. અને તેથી વૈશેષિક, નૈયાયિક, માયાવાદી વગેરેનું ખંડન કુદરતી રીતે જ થઇ જાય છે. માટે હવે બ્રહ્મને જ જગતનું કારણ માન્યા વિના ચાલે એમ જ નથી. જેમ બ્રહ્મસૂત્ર ૧.૪.૨૩ **प्रकृतिश्च** (નિમિત્ત કારણ તથા) સમવાયિકારણ બ્રહ્મ જ છે. એ સૂત્રમાં બ્રહ્મ જ નિમિત્ત કારણ છે, તેમ જ પ્રકૃતિ ઉપાદાન કારણ, પણ છે એમ સૂત્રકાર કહે છે. **अश्रुतं श्रुतं भवति** એમ છાંદોગ્ય ઉપનિષદ્ ૬.૧.૩માં ન સાંભળેલું સંભળાય, એમ શ્રુતિ અને મૃત્યુપિંડ માટીનો ગોળો એ ઉપનિષદ્નું ઉદાહરણ એ બન્ને આ જ વાતને ટેકો આપે છે. **सोऽकामयत्** તૈતરીય ઉપનિષદ્ ૩.૬માં તે પરમાત્માએ ઇચ્છા કરી. એ શ્રુતિમાં બ્રહ્મના અભિધ્યાનનો-વિચારનો ઉપદેશ કરવામાં આવ્યો છે. તેના આધારે પણ સૂત્રકાર બ્રહ્મનું જ કારણત્વ પ્રતિપાદન કરે છે.

...ક્રમશઃ



# સત્સંગ સુધા

## પ્રભુના આપેલા વૈભવો પ્રભુને યાદ કર્યા વિના ભોગવવા એ ચોરી કરવા બરોબર છે.

એક શાહુકારે પોતાને રહેવા માટે બહુ મોટું ને સુંદર મકાન બંધાવ્યું ને તેમાં લાખો રૂપિયાનું બધું નવી નવી જાતનું ઉમદા રાચરચિલું ગોઠવ્યું. એ પછી એક દિવસ તે શાહુકાર એક મહાત્માને પોતાનું મોટું ઘર દેખાડવા તેડી ગયો. તે મહાત્માને પોતાની સાથે ઘરના દરેક જોવાલાયક ભાગમાં ફેરવીને તે શેઠ પોતાના વૈભવો બતાવવા લાગ્યો. જોવાલાયક ભાવમાં ફેરવીને તે શેઠ પોતાના વૈભવો બતાવવા લાગ્યો. એ વખતે મહાત્માને થૂંકવાની ઈચ્છા થઈ પણ તેણે એ ઘરમાં ક્યાંય થૂંકવા જેવું ઠેકાણું જોયું નહિં.

જ્યાં જાવ ત્યાં સુંદર ગાલીચા, મોટા મોટા અરીસા, ઊંચા ઊંચા છત્રી-પલંગોને સાટીનના રંગબેરંગી કોચો તથા ખુરસીઓ. એ બધું જોઈ લીધા પછી તે મહાત્માએ પૂછ્યું કે, આ ઘરમાં મંદિર ક્યાં છે? ઈશ્વર પ્રાર્થનાની જગ્યા ક્યાં છે? ત્યારે શેઠે કહ્યું, મહારાજ! એ તો મેં નથી બનાવ્યું. એ સાંભળીને સાધુ એ શેઠના મોં ઉપર થૂંક્યો, ત્યારે શેઠે ગુસ્સે થઈને કહ્યું કે, અરે મહારાજ! આ શું? આ કંઈ રીત છે? મહારાજે કહ્યું: તમારા સુંદર ઘરમાં તમારા મોં વિના બીજી કોઈ થૂંકવા જેવી જગ્યા મને મળી નહિં, કારણકે તમારે માટે આવડું મોટું ને આવું સુંદર ઘર બનાવ્યું, પણ જેણે એ બધો વૈભવ તમને આપ્યો, તે પ્રભુને યાદ કરવા માટે તેમાં એક નાની ઓરડી પણ નહિં? આ સાંભળીને તે શેઠ શરમાઈ ગયો ને તેનો ગુસ્સો શાંત થઈ ગયો.

**इष्टान्भोगान्हि वो देवा दास्यन्ते यज्ञभाविताः । तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः ।।** (શ્રીગીતા ૩.૧૨)

અર્થાત્ :- દેવોએ આપેલું દેવોને અર્પણ કર્યા વિના જે ભોગવે છે, તેને ચોર જ સમજવો. માટે પાપથી બચવા સારૂ આપણે દરેક કામો મહાન પ્રભુના પવિત્ર નામથી પ્રભુને અર્પણ કરવાં જોઈએ.



# આશ્રયકો પદ

## શ્રીપુરુષોત્તમચરણ કૃત આશ્રયકૌ પદ

શ્રીમહાપ્રભુ આપ કૃપાદષ્ટિ કીજે;
દીન જાની દયાલુ પ્રભુ ચરણશરણ લીજે. ૧
મોહ-અજ્ઞાન તિમિર અતિ બાઢ્યો, તાતેં કછુ ન સૂઝે;
દેહકાંતિ અતિ સિથીલ ભઈ, તેઉ ચિત્ત ન પતિજે. ૨
મોતેં અપરાધ બહોત ભયોહે, રાજ ચરણ બલ દીજે;
પુરુષોત્તમ પ્રભુ કહા કરો વિનતિ, મહા અપરાધ ખમીજે. ૩



# બ્રહ્મસમ્બન્ધ અને ગુરુસ્વરૂપ

**(અનુવાદક : ઉમાશંકર રામેશ્વર શાસ્ત્રી)**

પ્રિય પાઠક ! આપણે અવશ્ય જાણવું જોઇએ કે ચોરાશી લક્ષયોનિઓમાં ભટકીને છેવટે અનેક પ્રકારે કરેલી પ્રભુ પ્રાર્થનાનું ફલ આપણને આ મનુષ્યદેહ પ્રાપ્ત થયો તે છે. કારણકે મનુષ્યોને પ્રભુસમ્બન્ધી શુભ જ્ઞાન થવાનું તથા સંસારસમુદ્ર તરી ભગવચ્ચરણારવિંદ પ્રાપ્ત થવાનું મનુષ્યદેહ સાધન છે. દેહસહવર્તમાન ચૈતન્ય જીવ તે સ્વભાવતઃ સદોષ છે. ભગવાન્ ભાષ્યકાર શ્રીવલ્લભાધીશ્વરે '**जीवो स्वभावतः दुष्ट**' એ વચનથી જીવોને સ્વભાવથી દોષવાલા કહ્યાં છે. તથાપણ તે શ્રીપ્રભુને શરણે જાય તો સર્વશક્તિમાન્, સર્વજગન્નિયન્તા શ્રીહરિ તેઓને સદ્‌બુદ્ધિ આપી તેના સકલ દોષો નિવારણ કરે છે. માટે જ આપણા મહાન્ આચાર્યવર્ય જગદ્‌ગુરુ શ્રીવલ્લભાચાર્યજીએ શ્રાવણ શુક્લા એકાદશીની રાત્રિએ થયેલી ભગવદાજ્ઞાને અનુસરીને જીવોને **બ્રહ્મસમ્બન્ધ** મન્ત્ર આપ્યો છે.

### એકાદશી તિથિ

ઉત્તમકાર્ય આચરવામાં આગળ પાછળના સંયોગો પણ ઉત્તમ જ હોય છે. આ નિયમાનુસાર ઉક્ત દિવસ પણ વિચાર કરતાં દૈવી ભાસે છે. માસ શ્રાવણ છે. શ્રવણ-નક્ષત્ર જેની પૂર્ણિમા એ હોય છે, તે શ્રાવણ માસ કહેવાય છે. શ્રવણ નક્ષત્ર વૈષ્ણવ છે, માસ પણ વૈષ્ણવ છે, તેથી પવિત્ર કરનાર છે. શુક્લ પક્ષ-અજવાળીયામાં જેમ ચન્દ્ર વૃદ્ધિન્ગત થાય છે, અને ગાઢ અંધકાર નષ્ટ કરે છે તેમ જ શરણે આવેલાઓનો અજ્ઞાનરૂપી અંધકાર દોષ-નાશ પામે છે. **એકાદશી તિથિ** એટલે તે દિવસના ઉપવાસથી પાંચ કર્મેન્દ્રિય, પાંચ જ્ઞાનેન્દ્રિય અને અગીયારમું મન મળી એકાદશ ઇન્દ્રિયોને નિર્દોષ કરનારી છે. તેથી ભક્તોના આધ્યાત્મિક દોષો નષ્ટ થાય છે. સમય મધ્ય રાત્રિનો છે. સર્વોદ્ધારપ્રયત્નાત્મા શ્રીકૃષ્ણ પ્રભુ પોતાના અંતરંગ ભક્ત શ્રીગોપીજનોના સર્વ પુરુષાર્થ સિદ્ધ કરવાને માટે અને તે દ્વારા શ્રીગોકુલવાસીઓના પણ મનોરથ પૂર્ણ કરવા મધ્યરાત્રિએ શ્રીગોકુલમાં પ્રકટ થયા હતા. તેમ જ અહિં પણ વૈશ્વાનરાવતાર શ્રીઆચાર્યજી માટે અને ભગવદીયોના પુરુષાર્થ સિદ્ધ કરવા મધ્ય રાત્રિએ પ્રકટ થઇ આજ્ઞા કરી છે. આ પ્રમાણે જે પવિતર સમયમાં પ્રભુએ ઉપદેશ આપ્યો, તે સાધનરૂફ બની ભક્તના સર્વ દોષોને હરે છે. ભગવાનની આજ્ઞા અનેક પ્રકારે થાય છે. કોઇ વખત સ્વપ્નદ્વારા, કદાચિત્ સેવકદ્વારા અને કદાચિત્ આકાશવાણી દ્વારા થાય છે, પરન્તુ તે સાક્ષાત્ આજ્ઞાઓ ન કહી શકાય, કિન્તુ શ્રીઆચાર્યશ્રીને સાક્ષાત્ પ્રભુએ પ્રકટ થઇ આજ્ઞા કરી છે, તે પરમ અનુગ્રહથી ઉક્ત પંક્તિમાં '***જીવોને બ્રહ્મસમ્બન્ધ મંત્ર આપે.***'

### બ્રહ્મસમ્બન્ધ એટલે શું ?

સંબંધ એટલે જોડાવું. કોઇ પણ વ્યવહાર શરૂ કરવા જે સમાગમ થાય તે સંબંધ. અહિં સેવ્ય-સેવકનો વ્યવહાર શરૂ કરવાને પ્રારંભમાં પ્રભુને આત્મનિવેદન (સમર્પણ) કરાય છે. પરમાત્મા શ્રીકૃષ્ણ પરબ્રહ્મની સાથે જ સંબંધ થાય છે તે બ્રહ્મસંબંધ. '**यमेवैष वृणुते तेन लभ्यः**' ઇત્યાદિ શ્રુતિવાક્યસિદ્ધ બ્રહ્મસંબંધ પછી ભગવત્સેવામાં અધિકાર થાય છે, ત્યારથી સેવ્ય-સેવકનો વ્યવહાર શરૂ થાય છે. આત્મનિવેદન થતાં પોતાને જગતમાં અહંતા-મમતા ઉત્પન્ન કરનારી જેટલી પ્રિય વસ્તુઓ હોય, તે સર્વ શ્રીગુરુ-આજ્ઞાથી ભગવદર્પણ કરીને, તેમાં ભગવદ્‌બુદ્ધિ કરીને, ભગવાનનું સ્વામિત્વ સ્થાપીને સદોષ વસ્તુઓને નિર્દોષ કરી શ્રીપ્રભુ-આજ્ઞાથી વ્યવહાર કરવો. તે માટે બ્રહ્મસમ્બન્ધનો ઉપદેશ છે. શ્રીવલ્લભાચાર્યજીએ જેમ ભગવદીયોને બ્રહ્મસમ્બન્ધ મન્ત્ર આપ્યો છે, તેમ જ તેઓશ્રીના વંશજો પણ શરણે આવેલા જીવોને એ જ મહામન્ત્રનો બોધ

કરીને ઘરબાર, સ્ત્રી, પુત્ર, આદિ સર્વસ્વ, શ્રીહરિ કે જે ભક્તજનોના સર્વ દુ:ખોને હરનારા છે, તેમને સમર્પણ કરવા પ્રતિજ્ઞા કરાવે છે.

**સર્વસમર્પણ શા માટે ?**

આ ઠેકાણે કોઇ શંકા કરશે કે જીવમાત્ર તો **મમૈવાંશઃ** ઇત્યાદિ અનેક વાક્યોથી ભગવાનના અંશ છે, અને તેમાંથી નિકળેલા છે, તો જ્યારથી ઉત્પન્ન થયા ત્યારથી જ પ્રભુને અર્પણ થઇ ગયા છે, તો પછી તેનો પુનઃ સંબંધ શા વાસ્તે હોવો જોઇએ ? તે પ્રશ્નનો ઉત્તર આટલો જ બસ થશે કે, જ્યાં સુધી જીવ પોતાની માતાના ગર્ભાશયમાંથી બહાર આવ્યો નથિ, ત્યાં સુધી તો તે તેમાંથી બહિઃ પ્રકટ થવાને પ્રભુ પ્રત્યે દીનતાથી ઘણી ઘણી પ્રાર્થના કરે છે, અને ત્યાં પ્રતિજ્ઞા કરે છે કે, 'હે ભગવન્ ! હું આપનું ભજન (ભક્તિ) ક્ષણવાર પણ વિસ્મરીશ નહિ, હે પ્રભો ! હું આપનું દીનતાથી અહર્નિશ સ્મરણ કરીશ, મને આમાંથી કાઢો', આદિ અનેક પ્રકારે પ્રાર્થના (સ્તુતિ) કરે છે. ત્યારે તે દયાનિધિ, ભક્તવત્સલ, ભગવાન્ તે જીવને માતાના ગર્ભાશયમાંથી બહાર કાઢે છે. અર્થાત્ જીવ સ્થૂલ દેહને ધારણ કરે છે. પરંતુ મનુષ્યદેહ ધારણ કર્યા પછી જીવ પોતે કરેલી પ્રતિજ્ઞા ભૂલી જઇ, પ્રભુને અતિપ્રિય અને સર્વોત્કૃષ્ટ ભક્તિનો અંગીકાર નહિ કરતાં ભગવાનની માયાથી વિમોહિત થઇ અવિદ્યા (અજ્ઞાન)નો સ્વીકાર કરે છે, કે જે અવિદ્યા સર્વ શક્તિમાન્ પ્રભુએ આસુરી જીવોના વ્યામોહ માટે ઉત્પન્ન કરી છે. આવા સમયમાં પૂર્વ જન્મમાં સંચિત મહત્પુણ્ય તથા ભગવદીય સત્સંગના પ્રભાવથી પ્રભુભક્તિમાં પરાયણ થવા, એટલે કે ભગવદ્ભજન કરવા પ્રેરાય છે, અને પરમ કૃપાલુ શ્રીસદ્ગુરુદેવના શ્રીચરણમાં શરણ આવી પ્રશ્ન પૂછે છે કે, 'ભક્તિ પુરુષાર્થ કયા સુગમ પ્રકારે સિદ્ધ થાય ?' તે જાણવા ઇચ્છતાં સદ્ગુરુ શરણ આવેલો જીવ જેનો અંશ છે, તેને '**ગ્રહી સોંપત શ્રીગોવર્ધનનાથ**' એટલે કે જીવને લઇ શ્રીગોવર્ધનધારણ કરવાવાળા શ્રીગોકુલેશ પ્રભુ છે, તેને સુપ્રત કરે છે.

**શ્રીગુરુની આવશ્યક્તા !**

અહિં કોઇ શંકા કરશે, શું જીવ સત્સંગથી પ્રભુને શરણે જઇ શક્તો નથી ? અને શું ગુરુને જ તે બાબતનો એટલે કે ભગવાને સોંપવાનો ઇજારો છે ? તો તેવાઓને મારે કહેવું જોઇએ કે, બાપડાં ! તમો તમારાં છોકરાઓને અભ્યાસ કરવા માટે પાઠશાળા, નિશાળ, સ્કુલ, કોલેજ આદિમાં મોકલો છો, અને ત્યાં જો તેઓ શિક્ષનની આજ્ઞાનુસાર અર્થાત્ ગુરુજીની આજ્ઞા પ્રમાણે અભ્યાસ કરવા વર્તન કરે, તો જ તે સારો ધુરંધર વિદ્વાન્ અને વિશ્વવિખ્યાત થાય છે. કારણકે ત્યાં શાસ્ત્રપારંગત અનુભવ ધરાવનારા મહાપંડિતો રોકાયલા હોય છે, અને તેઓ તેમનું યથાર્થ હિત થાય તેવો સુગમ પથ પ્રદર્શિત કરે છે, અને તેથી શિષ્ય પોતાનું યથાર્થ શ્રેય સમજી શકે છે. પણ ધારો કે એક મનુષ્ય એમ ઇચ્છે કે મારે મારા છોકરાને ગુરુ પાસે ભણવા મોકલવો નથી, અને મારે તેને પારંગત વિદ્વાન કરવો છે તો ભાઇઓ, તેની તે આશા નિરાશા છે. કારણકે '*ગુરૂ બિન ગ્યાન નાહીં*'. એ લોકોક્તિથી ગુરુ અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરીને જ્ઞાનરૂપી પ્રદીપનો પ્રકાશ કરે છે એટલે કે વિદ્યારૂપી જ્ઞાનથી અંધકારરૂપી અજ્ઞાનનો ના શ કરે છે. આ સ્થળે એક હીરાનું દષ્ટાંત માર્ગદર્શક થઇ પડશે. હીરો એક ખનિજ પદાર્થ છે. અર્થાત્ તેને (હીરાને) ખાણમાંથી ખોદી કાઢવામાં આવે છે.

જ્યારે તે તુરતનો કાઢેલો હોય છે ત્યારે તેના ઉપર માટી તથા પાષાણાદિ વળતેલાં હોય છે, પરંતુ તે હીરો જ્યારે કારીગર સંરક્ષણપૂર્વક સ્વચ્છ કરી પહેલ પાડી તૈયાર કરે છે, ત્યારે જ તેનું મૂલ્ય શું છે, તેની ઝવેરીઓને ખબર પડે છે. એવી રીતે જ્યારે મનુષ્ય અલ્પવયનો હોય છે, ત્યારે તેને સદ્ગુરુરૂપી કારીગરને હસ્તગત કરવાં તે (ગુરુ) તેને સદ્બોધરૂપી સંસ્કારોથી, સ્વભાવરૂપી પાષાણમૃત્તિકાને સ્વચ્છ કરી શુદ્ધ અન્તઃકરણવાળો એટલે કે પહેલ પાડેલો બનાવે છે ત્યારે જ તે

હીરાસ્વરૂપ મનુષ્યની ઝવેરી સ્વરૂપ પ્રભુ પરીક્ષા કરે છે. અર્થાત્ પરમ દયાળુ પ્રભુ તે જીવને શરણે રાખે છે, તે વિના પ્રભુ તેનો અંગીકાર કરતા નથી. અત:એવ ગુરુને પ્રથમ શરણે જવાનું સનાતન-શાસ્ત્રોમાં કહ્યું છે.

આ સ્થળે એક દૃષ્ટાન્ત હું આપની સમક્ષ રજુ કરીશ. એક મનુષ્ય પોતાના ગુરુ પ્રત્યે અતીવ ભક્તિભાવ રાખતો હતો, એટલે કે ગુરુની આજ્ઞાનુસાર પોતે પોતાનું સદ્વર્તન કરતો હતો, તેવું વર્તન કરતાં ઘણો સમય વ્યતીત થયો. તેની અન્તર્યામી પ્રભુએ પ્રસન્ન થઇ તેને સાક્ષાત્ પ્રકટ થઇ તેના ગુરુની સાન્નિધ્યમાં દર્શન દીધાં. આ ઉપરથી તે સંસ્કારી જીવે (મનુષ્યે) જાણ્યું કે આ જે સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ ભગવાને આ પામર પર પૂર્ણ કૃપા કરી મને દર્શન દીધાં છે. માટે આ સમય ન ચૂકતાં મારે અવશ્ય પ્રભુને દંડવત્પ્રણામ કરવા જોઇએ, પરંતુ નિકટ ઉભેલા પોતાના ગુરુજીને જોતાં મનમાં વિચાર આવ્યોં કે, મારે પ્રથમ કોને પ્રણામ કરવા ? આમ પોતાના મનથી વિચાર કરતાં તેને સત્વર જણાયું કે મારામાં રહેલા અજ્ઞાનનો નાશ કરી શ્રીહરિનો સાક્ષાત્કાર કરાવનાર અન્ય કોઇ નહિં, કિન્તુ આ મારા ગુરુજી જ છે. માટે જેના અનુગ્રહથી મને આ મહાન્ સમય પ્રાપ્ત થયો છે, તે જ ગુરુજીને મારે પ્રથમ નમન કરવું જોઇએ, કારણકે તેના સદ્બોધ વિના મારી કલુષિત બુદ્ધિ કદાિ નિર્મળ બની પ્રભુપરાયણ થાત નહિ. અને પરમકૃપાળુ પ્રભુ કદાપિ આ પ્રકારે દર્શન દેત નહિં, આમ વિચારી બોલ્યો કે

**गुरु गोबिन्द दोउ खड़े, किनकुं लागुं पाँय;**

**बलिहारी गुरु आपकी गोविन्द दिये बताय ।।**

ત્યારે તે મનુષ્ય પ્રથમ પોતાના શ્રીગુરુદેવના શ્રીચરણકમલમાં મસ્તક નમાવીને પછી શ્રીહરિના શ્રીચરણકમલમાં દંડવત્ કર્યા. તેથી સંપૂર્ણ સનાતન-શાસ્ત્રમાં પ્રથમ શ્રીગુરુને શરણે જવાનું કહ્યું છે. અથર્વવેદના મુંડકોપનિષદ્માં પ્રથમ મુંડકના દ્વિતીય ખંડમાં કહેલું છે કે :

**तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ।।**

બ્રહ્મવિદ્યા જાણવા માટે શિષ્યે સમિત્પાણિ (*હાથમાં સમિધાવાળા-આપણા પૂર્વજ ઋષિમુનિઓએ તત્તત્ શાસ્ત્રોમાં સમિધાનું માહાત્મ્ય અત્યુત્તમ પ્રકારનું વર્ણવેલું છે. પ્રાચીન સમયમાં ગુરુશરણાગતિ લેવા માટે શિષ્ય કુશસમિધા લઇ ગુરુશરણે જતો હતો. અતએવ* **समित्पाणि** *શ્રુતિમાં કહ્યું છે. સમયપરિવર્તનને લીધે હમણાં ગુરુશરણે જતાં શ્રીફલ આદિ ભેટ ધરે છે. શાસ્ત્રોમાં એવો નિયમ છે કે,* **रिक्तहस्तेन न गन्तव्यम्** *- શ્રીગુરુદેવ-શ્રીપ્રભુને સન્મુખ ખાલી હાથે ન જવું*) થઇને વેદશાસ્ત્રને જાણનાર બ્રહ્મનિષ્ઠ ગુરુને સન્મુખ (શરણે) જવું. આ શ્રુતિમાં ગુરુના વિશેષણરૂપ જણાવેલું છે કે, ગુરુ શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ હોવા જોઇએ. તેનું કારણ એવું છે કે, ગુરુ કેવલ બ્રહ્મનિષ્ઠ હોય છે. તેમ કેવળ શ્રોત્રિય જ હોય તો તે ઉપદેશ તો કરી શકે છે, પરન્તુ બ્રહ્મનિષ્ઠ નહિ હોવાને લીધે શિષ્યની બ્રહ્મમાં શ્રદ્ધા થતી નથી. તેથી જ બ્રહ્મનિષ્ઠ અને શ્રોત્રિય એવાં બે વિશેષણો ગુરુને વાસ્તે આપ્યાં છે, તેમ જ સામવેદીય છાન્દોગ્ય ઉપનિષદ્ના છઠ્ઠા પ્રપાઠકના ૧૪માં ખંડમાં કહ્યું છે કે '**आचार्यवान् पुरुषो वेदः**' આચાર્ય (ગુરુ)વાળો પુરુષ (બ્રહ્મસ્વરૂપને) જાણે છે.

જેમ કોઇ મનુષ્યને આંખે પાટા બાંધીને અરણ્યમાં લઇ જઇ છોડી દીધો હોય, તે મનુષ્યને પોતાના સ્થાન તરફ ગમન કરવાનો માર્ગદર્શક કોઇ અન્ય પુરુષ જ્યારે મળે, અને તે પુરુષ માર્ગ દર્શાવે, ત્યારે તે મનુષ્ય પોતાના સ્થાનને પ્રાપ્ત કરી શકે છે. તેવી રીતે અત્ર પણ મનુષ્યને બ્રહ્મસ્વરૂપપ્રદર્શક ગુરુ મળે તો જ તે પુરુષ, બ્રહ્મને જાણી શકે છે. તેમ જ





શ્રીભાગવતમાં સ્કંધ ૧૧ અધ્યાય ૩માં શ્લોક ૨૧-૨૨માં પ્રબુદ્ધ યોગેશ્વરે નિમિરાજાને માયા તરવાના ઉપાયો કહ્યાં છે, ત્યાં કહ્યું છે :

**तस्माद् गुरुं प्रपद्येत जिज्ञासुः श्रेय उत्तमम् ।**

**शाब्दे परे च निष्णातं ब्रह्मण्युपशमाश्रयम् ।**

**तत्र भागवतान् धर्मान् शिक्षेद्गुर्वात्मदैवतः ।।**

**अमाययानुवृत्त्या यैस्तष्येदात्मात्मदो हरिः ।।**

ઉત્તમ કલ્યાણ (મોક્ષપદ)ની જીજ્ઞાસાવાળા શિષ્યો વેદાત્મક બ્રહ્મ અને પરબ્રહ્મ (શ્રીકૃષ્ણનું સ્વરૂપ) યથાર્થ પ્રકારે જાણતા હોય એવા શાન્તિવાળા ગુરુનાં શરણે જાય, અને તેનાં શરણે જઇને તે ગુરુને જ પોતાનું દૈવત (સર્વસ્વ સમજીને કપટ વિના ગુરુસેવા કરી, તેમનાં સાન્નિધ્યમાં ભગવદ્ધર્મો શિખે, જે ધર્મોએ કરીને સર્વના આત્મારૂપ અને પોતાના સ્વરૂપનું દાન કરનાર એવા શ્રીહરિ પ્રસન્ન થાય છે.

### કેવા લક્ષણવાળા ગુરુ દ્વારા શ્રીહરિની શરણે જવું જોઇએ ?

શુદ્ધ વૈદિક સંપ્રદાયના ગુરુના લક્ષણો શાસ્ત્રોમાં નીચે પ્રમાણે કહ્યાં છે. તત્ત્વદીપનિબંધના સર્વનિર્ણય પ્રકરણમાં ગુરુનાં લક્ષણો વિષે શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી છે કે :-

**कृष्णसेवापरं वीक्ष्य दंभादिरहितं नरम् ।**

**श्रीभागवततत्त्वज्ञं भजेज्जिज्ञासुरादरात् ।।**

શ્રીકૃષ્ણની સેવામાં પરાયણ, દંભાદિ ગુણોથી રહિત, નર અને શ્રીમદ્ ભાગવતનાં તત્ત્વને જાણનાર ગુરુને જોઇને ધર્મના સ્વરૂપની જીજ્ઞાસા રાખનાર મનુષ્ય આદરથી સેવન કરે છે. તેમજ અન્યત્ર પણ સારસંગ્રહ, ભાગવતતત્ત્વવિવેક વિગેરેમાં કહ્યું છે કે :-

**आचार्यं संश्रयेत्पूर्वमनवद्यं वैष्णवम् द्विजम् ।**

**शुद्धसत्त्वगुणोपेतं न वेज्याकर्मकारकम् ।।**

દોષરહિત, વૈષ્ણવ, બ્રાહ્મણ, શુદ્ધ સત્ત્વગુણથી યુક્ત નિત્યનવીન (પ્રત્યહ પ્રભુમાં પ્રીતિપૂર્વક ઉત્સાહથી) સેવાનાં કાર્યો કરનાર આચાર્યોનો આશ્રય કરવો એ આપણું (મનુષ્યોનું) મુખ્ય કર્તવ્ય છે, અને તે દ્વારા જ ભગવચ્ચરણારવિંદની પ્રાપ્તિ કરી શકે છે. આવા ગુરુ આ યુગમાં શ્રીવલ્લભાધીશ્વર અને આપશ્રીનો વંશ છે.

*।। વૈષ્ણવ ધર્મ પતાકા પુસ્તક ૨, અંક ૯. શ્રાવણ ૧૯૭૪માંથી સાભાર – પુનઃ મુદ્રણ વર્ષ ૩ અંક ૫માંથી ।।*

**શ્રીગોકુલનાથકી જય**

|| ShriGokulesho Jayati ||

# ShriVallabhacharya

(Expression by Prof. Jethalal G Shah)

...continued

## ShriMahaprabhuji As a Philosopher :-

*Supreme Reality (God) is one that the learned describe it as manifested in Multiple forms*...(Rig-Veda)

After mentioning some important incidents in the life of ShriMahaprabhuji, we shall, in this chapter, attempt to elucidate His philosophy.

Before we come to His philosophy, let us try to understand the meaning of the word 'Philosophy', in the sense of which it is understood by the Hindu Philosophers in general and by Him in particular. The Hindu concept of the philosophy is not the same as that of the Western Philosophers. To the Western Philosophers, the word 'philosophy' commonly conveys the sense of metaphysics-the science dealing with Knowledge only. Etymologically, it means 'love of learning'. The Western Philosophy usually takes it for 'intellectual quest for truth'. It is also used for 'wisdom'. The Hindu Philosophers do not understand it in this restricted sense, for, if it meant only knowledge of the worldly subjects of if it meant wisdom, then it must include knowledge of morality only. The Hindus, no doubt, mean by it knowledge, but it is chiefly 'Knowledge of God or the Ultimate Reality' – the knowledge by which the individual soul becomes free from ignorance and worldly bondage and realizes God.

The word 'Veda' means knowledge of the Reality. The Upanishads also convey the same sense. The knowledge which does not enable one to realise God or free one from worldly bondage, has no value. Its principal subject is God and soul's relation to God. It does not only give us direct apprehension of God, but also indicates the way of communion with God. It is Vidya, no doubt, but it is *Brahma-Vidya*. Brahman of God is the ultimate goal, who is to be known by *Brahma Vidya* or *Philosophy*.

According to ShriMahaprabhuji, Knowing means realizing God, not intellectually but intuitively. So ShriMahaprabhuji's philosophy is not conceptual, although intellect has been made an instrument in interpreting His philosophy.

His philosophy is a faithful interpretation of the Upanishadic philosophy, which He thought was not properly explained by His predecessors. He explained His philosophical thoughts in His words [1] The *Anu-Bhashya*, [2] The *Tattva-Deepa-Nibandha* and [3] The *Subodhiniji*, a commentary on ShriBhagavata.

## History of Indian Philosophy in a nutshell :-

Before we come to the subject of ShriMahaprabhuji's philosophy, let us cast a glance at the History of the Indian Philosophy, to understand the chronological order of Indian Philosophy. The History of Indian Philosophy is broadly speaking divided into three parts . [1]The Vedic, [2]The Upanishadic, and [3]The post-Vedic, which may be called (a) the Cosmological (b) the Metaphysical and (c) the Systematic, representing three different stages of the development of the philosophical thought.

The philosophy of the Vedic period means the philosophical thought constained in the *Rigveda Samhita*. It is followed by the Upanishads. There are many, but 10 or 11 are most important. They contain germs of all the later philosophical speculations. They are the first attempts to comprehend the Reality. The post-vedic is called the Systematic period, which saw the development of the six systems-orthodox as well as the heterodox systems such including Buddhism & Jainism. Of these systems, Buddhism and Jainism deny God but raise the personalities of their founders to the status of God. The Sankhyas and Mimamsakas deny God and the Vaisheshika and Nyaya, no doubt, accept God, but the God-element is not a fundamental point in these systems. However these systems accept the authority of the Vedas in theory.

These six systems are independent. They study the Upanishads critically and form their own judgement about their teachings. The Samkhyas are dualists and the Nyaya Vaisheshikas are pluralists. The Purva-Mimansa is ritualistic. The only system which conforms to the Upanishads is the Uttara Mimansa, commonly known as the Brahmasutras of Badarayana or the Vedanta. It has exercised the greatest influence on the latter philosophical systems. It drew attention of many great Aacharyas in India, who wrote scholastic commentaries on it, each one deriving a particular philosophy from the text of the Brahmasutras.

The Brahmasutras are written in the aphoristic style. The whole work is divided into four chapters. Each Chapter is again divided into for padas and each padas into several Adhikaranas, containsing irregular number of the Sutras. It is the aim of the another of the Brahmasutras to explain the philosophical ideas of the Upanishads concerning God, the world, the soul, liberation, etc. Out of the interpretations on the Brahmasutras are evolved several schools of Indian Philosophy based upon the Upanishads. They are principally classified into 3 divisions. [1] *Advaita* [Monism], [2] *Dvaita* (Dualism) and [3] *Dvaita-Advaita* Dualism-cum-Monism. The *Advaita* has five Brahches :-

1. Bhartriprapanch's Samuchchaya-Vada (650 A.D)
2. Shamkara's Kevala-Advaita (789-820 A.D.)
3. Ramanuja's Vishishta-Advaita (1017-1137 A.D.)
4. ShriVallabha's Shuddha-Advaita (1479-1530 A.D.)
5. Vijnana Bhikshnu's AviBhaga-Advaita (1650 A.D.)

The *Dvaita* school is represented by Madhava. The *Dvaita-Advaita* has two branches (1) Bhaskara's Aupadhika Bheda-Abheda (1000 A.D.) and (2) Nimbarka's SvaBhavika Bheda-Abhedavada (990 A.D.)

Ordinarily it is believed that Shamkara was the first commentrator of the Brahmasutra, but it is not so. Bhartruprapancha was the first commentrator and a predecessor of Shamkracharya. His literature is not available but on the strength of Shamkara's references of His doctrines, it is believed that He was an advocate of *Samuchchaya-Vada* – the theory of knowledge and action as a means of Reality.

Shamkara believes in Monism only, (Non-Dualism), Ramanuja in qualified Monism (Non-Dualism), ShriVallabha in Pure-Monism (Non-Dualism), Madhava in Dualism, Bhaskara in that Dualism is due to Upadhi and therefore it is not real. Only Non-dualism is real. Nimbarka on the other hand propounds that dualism is natural and therefore real, but Non-Dualism or Monism is not real....

............to be continued

## શ્રીપવિત્રાનાં પદ

રાગ સોરઠ

પવિત્રા મંગલ ઉત્સવ આયો, ભક્ત રસિકજન મન અતિ ભાયો; સુદિ દ્વાદસી સાવન શુભ માસ, પરમાનંદ સબન ઉલ્લાસ. છંદ-ઉલ્લાસ સબ નિજજનસુ લેલે પવિત્રા પહરાવન ચલે, પ્રાનપ્રિય વલ્લભ જહાં રાજત રસના ફૂલે ફુલે; આઇ તહાં શ્રીમુખ વિલોકે ભક્તભાવ વિચિત્રસું, ધોતી ઉપરના તિલક તુલસીમાલ ઉરહી પવિત્રા સું. ૧

રસિકજન પહેરાવની લેલે ઠાવે, ચંચલ ચિતવે પરમ રુચિ બાઢે; પહેરાવત હેં આઇ અનુકૂલે, પહેરત પ્રાનપ્રિય અનુકૂલે. છંદ-ફૂલિ પહેરિ પહેરાવની સંગ સુરંગ માલ પવિત્રા બહુ; ફિર દેત પ્રભુ પવિત્રા નિજ જન દાન અનિરવચની બહુ. કરિ આરતિ તન મન સમર્પ્યો ચરન પર શ્રીમુદિતમન; પૂજ્યે મનોરથ મન ઇચ્છિત વહે ઉભય પરમ રસિકજન. ૨

મુનિજન ગાન મુદિત મન ગાવે, તાર મુરજ સારંગી બજાવે, નિર્ત હોત ગતિ ભેદ સંગીત, તાન-માન ઉત્તમ રસ રીત. છંદ-રસ રીત તાન બંધાન રીઝે રસિક પ્રભુ ચતુરવર; રાગ રંગ રંગ વ્હે રહ્યો લાગત અદ્ભૂત સોભાભર. ચિતવનમેં બહુ દાન દે પ્રભુ, હોઇ રહી થેઇ થેઇ થુંગા; વરન વરન ઘટા ઉમડી તહાં ગાન મધુર કરે ગુની. ૩

રાજે સોભાભર પરમ સુખકારી, વરસે અતિ આનંદ રસ ભારી; નેત્ર તૃષિત ક્યાં હૂં તૃપ્તિ ન પાવે, ગાદી તકયિા વલ્લભવર ભાવે. છંદ-ભાવે વલ્લભવર બિરાજે રંગ રંગે અનુરાગસો; બીરા આરોગત અધર છબિ નિરખહી સ્વકીય સુહાગસો. ઇહિ ભાંતિ લીલા સર્વદા પ્રગટ શ્રીગોકુલ છાજહીં; પવિત્રા ઉત્સવ મંગલ દિન શ્રીગોકુલપતિ યોં બિરાજહી. ૪



# શ્રીગોકુલેશ પાઠશાળા

શ્રીપવિત્રા એકાદશી વ્રત